श्रीजगदीश्वरायनमः

# धीराभक्तकृत

# कविता.

## મતવાદી.

### પદ ૧ લું.

નવ થવું મતવાદી મતવાદી;
થવું પરોઢના ઊઠી ભલે તો પ્રમાદી.[1] ટેક. ૧
એ તો ગ્રંથો બનાવી ગુણ દે લાદી;
એ તો તજી બાસ્તો ને પહેરાવે ખાદી. ન૦ ૨
લખાવે તારી યમરાજાને ત્યાં યાદી;
ત્યાં જમવી પૂરી પેટ ભરીને પ્રસાદી. ન૦ ૩
હવે હું શી જુક્તિ જણાવું તને જાદી;
ગણ્યા કરશે ભૂંડામાં ભૂંડી એ તો બાદી. ન૦ ૪
કરશે તને નઠારો અને મહાનાદી;
લેને ધીરધણીની પ્રસાદી તું તો સાદી. ન૦ ૫

### પદ ૨ જું.

જોને તું તો ધ્યાનમાં ધારી ધારી;

---

૧ પ્રમાદી ૯૦—પ્રમાદી થવું એ સારૂં છે પણ મતવાદી થવું સારૂં ની.

સાચી શીખામણ માનને મારી. ટેક. ૧
બુદ્ધિ સહુ હરિ લેશે એ તો તારી;
તને જમાડશે ઘેબર ને ધારી. જોને૦ ૨
મતવાદીની સમજ લે મારી;
તો તો લાધી તરવાની તારે બારી. જોને૦ ૩
જાણ સળગ્યા અગ્નિને નાખ્યો તેં ભારી;
કાઢી લાગેલી વસમી કટારી. જોને૦ ૪
માની બેઠો ઉંચામાં ઉંચી એ અટારી;
ધીર ધણી ફોગટની એ છે ફુટારી. જોને૦ ૫

## પદ ૩ જું.

મળે મતવાદીમાં મામો ને મામી;
તારાં સાચાં સગાં વીસરે તું નામી. ટેક. ૧
મમતાની સેર છૂટી રહે સામી;
જઇ કોક મતમાં બની રહે કામી. મળે૦ ૨
કંઇક તારે ભરવી પડે હૈયે હામી;
કંઇક તારી દશા તો થાયે નકામી. મળે૦ ૩
કંઇક આધરકાણ વિના તો જાયે જામી;
કંઇક ખાય ખત્તાને નિકળે ખામી. મળે૦ ૪
કંઇક હેલામાંહે તો થાય તું હરામી;
ધીર ધણી વીસરે તું અંતરજામી. મળે૦ ૫

---

૫ ફુટારી—ફુલાશે—ફૂલ્ય. ૧ નામી—પ્રખ્યાત. ૨ કામી—ધન પુત્રાદિની કામનાવાળો. ૪ આધરકણ—દૂધ જમાવવાને નાખવાની ખટાશ.

## પદ ૪ થું.

નવ થવું અભિમાની અભિમાની;
મતવાદીની મૂઢતા માની. ટેક. ૧
માન્ય મારી શીખામણ છાની;
નથી ત્યાં તો તરવાની તારે બાની. નવ૦ ૨
મેં તો મતવાદીની રીત પિછાની;
જોઇ ઘટ વસ્ત્રવડે ઘણી છાની. નવ૦ ૩
દુપટ્ટામાં સ્વસત્તા માની;
મુઆ રખડી આખર થઈ રાની. નવ૦ ૪
એવી મતવાદીની છે રાજ્યધાની;
ધીર ધણી સમજ નહિ તો છે હાનિ. નવ૦ ૫

## પદ ૫ મું.

જૂઠી બાજી નવ જાણી નવ જાણી;
મોટાં મોટાં ગાજરિયાં બેઠા તાણી. ટેક. ૧
ફરવી માની લક્ષ ચોરાશીની ખાણી;
કરી બેલ ઘાંચીનો પીલાવશે ઘાણી. જૂઠી૦ ૨
તુંને પાઇ દેશે મમત્વનું પાણી;
મારૂં ન માને તો જો જો માણી. જૂઠી૦ ૩

---

૩ ઘટ ઇ૦—ઘડો અને વસ્ત્ર, એ બેવડેજ મેં એમની છાની રીત જોઇ લીધી. અર્થાત્ ઘટ પટાદિક કાર્યરૂપ પદાર્થોમાંથી એમની મમતા મટતી નથી તો સંસારના વૈભવમાંથી શાની મટે ?

૪ દુપટ્ટામાં—પ્રસાદીના ઉપરણામાં. સ્વસત્તા—મોટાપણાનું અભિમાન. ૧ ગાજરિયાં—ગાજરના આકારનાં મોટાં ટીલાં. ૩ માણી જોજે—મતવાદી થઇને તેમનું સુખ ભોગવી જોજે.

આ તો નથી કર્મની કથી મેં કા'ણી;
છે તારા અર્થનું લેજે પિછાણી. જૂઠી૦ ૪
ધીર સદ્ગુરૂનો સાચી છે વાણી;
થાતાં મતવાદી ફૂટે તારી ધાણી. જૂઠી૦ ૫

## પદ ૬ ઠું.

જોને ભાઇ જીતવાની વસ્તુ તું જાગી;
મતવાદીનો મરોડ ત્યાગી. ટેક. ૧
એમને આપેલું પાછું જો માગી;
જણાશે તને વઢકણા કેવા વેરાગી. જોને૦ ૨
થશે નામ વગોવનારા એ તો રાગી;
એવી ગોસાંઇની ટોળિયો છે નાગી. જોને૦ ૩
જાણે એવા બીજા તો સર્વ સુહાગી;
જાને તું તો ભૂતળમાં એમનાથી ભાગી. જોને૦ ૪
હાક વંઠેલાની વિશ્વમાં વાગી;
ધીર ધણી માને નથી મારી ધ્રાગી. જોને૦ ૫

## પદ ૭ મું.

ખોટય લેછે તું શાણે ખાલી;
મતવાદી ફળવાળી છે ભાલી. ટેક. ૧
ઠગી લેશે કામિનીઓ કંઇક કાલી;
મૂઢ હોઇશ તો જઇશ તું ચાલી. ખોટય૦ ૨
મદિરામાં બૂરાડશે બોલ બાલી;
મસ્તાનો થઇ રહીશ ત્યાં મા'લી. ખોટય૦ ૩

---

૧ ભાલી—નાનો ભાલો.

નવ અન્ન જમવાનું મળે તુંને પાલી;
મૂકી માળવી ને જમશો ભાલી. ખોટચ૦ ૪
થશે કોણ વંઠેલાનો ત્યાં વાલી;
ધીર સદ્‌ગુરૂના ચરણ લે ઝાલી. ખોટચ૦ ૫

## પદ ૮ મું.

ચતુર જન ખાયે શીદ ચાડી;
છે મતવાદીની ચાલ ઘણી આડી. ટેક. ૧
માની લેને ખારમાં ખારી એ ખાડી;
એ પાણીએ વાડિયો ઘણી ઉજાડી. ચતુર૦ ૨
મોઘામૂલી તજાવી છે માડી;
ઘનશ્યામ સ્વામીની પહેરાવી છે સાડી. ચતુર૦ ૩
નાચનાર બનાવ્યો રાત દહાડી;
કરે ખોટી ગર્જના એ તો અષાડી. ચતુર૦ ૪
સંગીલા ધીર ગાડી લાડી અને વાડી;
દેશે તુંને મહાનર્કમાં પહોચાડી. ચતુર૦ ૫

## પદ ૯ મું.

નવ ભટકે ભૂલે તજી ભાતી;
ફટકે લટકે ને ખાય ઘણી લાતી. ટેક. ૧
મતવાદી રીતિ ન કોથી લજાતી;
કોઇ બૂડતાને એ તો નવ સા'તી. નવ૦ ૨
છે ભાઇ ખોટામાં ખોટી એની ખ્યાતિ;

---

૪ માળવી થઉં જમવાના મૂકીને ભાલી (ભાલિયા કાંકા થઉ જમશો)! ૫ સંગીલા—સોબતી.

જે જાત જાતિ તે સહુ પસ્તાતી. ન૧૦ ૩
વિશ્વમાં વંઠેલાની વેળા વાતી;
દર્શે કંઈક કાળી ને ઘણી રાતી ન૧૦ ૪
ધીર કહે ધણી અને ધણિયાણી ધાતી;
ત્યારે કાતી ઝાલી મતવાદી થાય ઘાતી. ન૧૦ ૫

## પદ ૧૦ મું.

માન્ય વાત મારી તો સાચામાં સાચી;
મતવાદીની રીતિ છે કાચી. ટેક. ૧
જોયું પૂર્ણપણે તો મેં ભાઈ પાચી;
રજકણવત્ ગયો નથી રાચી. માન્ય૦ ૨
જોને પુસ્તક પુરાણ તું તો વાંચી;
એ નીતિ રીતિ દર્શે ઘણી તુંને લાંચી. માન્ય૦ ૩
માન્ય ગદ્દા ઉપરની એને તું તો ખાંચી;
તેમાં તને પૂરી રાખશે અતિ સાંચી. માન્ય૦ ૪
ધીર ચઢી બેસે એ તો સાંગામાચી;
તુંને તો કરશે જીવિત લગીનો ઘાંચી. માન્ય૦ ૫

## પદ ૧૧ મું.

નવ થવું મતવાળા મતવાગી;

---

૪ વેળા વાતી—વેળ્ય વાય છે—ભૂખર પવન વાય છે. કાળી ઈ૦—કાળી નાગડાઓની જમાત, અને રાતી દેવીભક્તોની મંડળી. (તેઓ રાતા કંકુની આડય કરે છે માટે.)

૨ રજકણવત—અર્થાત્ જરા જેટલો પણ ૩ લાંચી—નમી ગયેલી—બેશી ગયેલી. ખાંચી—લગડું.

થશો વંઠી મતબાલા મતબાલા. ટેક. ૧
ચોમાસું ચરીને સૂઝશે ચાળા;
જોશો ઊભા ત્રિયાના તમે ટાળા. ન૦ ૨
નિરખશો રંગ તમે તો રૂપાળા;
લાગશે કૂડા ઘણેરા રંગ કાળા. ન૦ ૩
શીખશો જૂઠી ઝાલવાની તમે માળા;
પછે ઊઠશે જીગરમાંહી જ્વાળા. ન૦ ૪
ફેંદાશે તમોરૂપી ચકલીના માળા;
ધીર વાહાલી ગણશો તમે તો બૂરી બાળા. ન૦ ૫

## પદ ૧૨ મું.

તજો અવિનાશીતણી જો આશા;
તો તો મતવાદીના ખેલ છે ખાસા. ટેક. ૧
ઠીક જોવા જેવા કર્યા છે તમાસા;
ગોઠવ્યાછે સારા તો ભ્રમકેરા ભાસા. તજો૦ ૨
મતવાળા એ ચોપટ ને પાસા;
ધ્યાને ધરતાં ગ્રેહો નર્ક વાસા. તજો૦ ૩
થાય કોક વા'લા તો માશી ને માસા;
જાઓ બુદ્ધિમાં સમજી જો બાસા. તજો૦ ૪
તો તો મારે તોડવી પડે નહિ શ્વાસા;
ધીર થાઓ ગોરજી તો વાંચો રાસા. તજો૦ ૫

---

૪ જીગરમાં—કાળજામાં. ૫ ધીર કહ૦—ધીરો કહે છે કે જે બાળા તમને વાહાલી હશે તેને તમે બૂરી ગણશો. ૪ બાસા—મર્મ. મારો મર્મ તમે બુદ્ધિમાં સમજી જાઓ તો.

## આત્મબોધ.

### પદ ૧ લું.

### રાગ ભેરવી.

હું તો રંગાયો છું બ્રહ્મરંગમાં;
તે ન જાવું જગતના જંગમાં રે. ટેક. ૧
પ્રીતિ ઊઠી ગઇ ઝવેરીના નંગમાં;
નવ સાર જાણ્યો મેં તો ચંગ મૃદંગમાં રે. હું તો૦ ૨
રહ્યો નથી ડર મને કાયા ભંગમાં;
પકડી કાઢ્યો મેં કાળ ફલંગમાં રે. હું તો૦ ૩
રીઝે નવ મન મારૂં ધૂતારાના ઢંગમાં;
ખત્તા ખાઉં નહિ ખાંતે હું તો ખંગમાં રે. હું તો૦ ૪
હવે ધીર ધરી રહું રૂડા ઢંગમાં;
બૂડાડી દે વૈદ્ય તો બૂરા બંગમાં રે. હું તો૦ ૫

### પદ ૨ જું.

હું તો મમતા વગરની છું વાતમાં;
નથી ચિંતનકેરી હું તો ભાતમાં રે. ટેક. ૧
શાંતપણાની છું હું તો ખ્યાતમાં;
નથી પંચ ઇંદ્રીના વિભ્રમની નાતમાં રે. હું તો૦ ૨
નથી હું તો સંકલ્પ, છું ખરી શાતમાં;
નથી હું તો મહાનરકના પાતમાં રે. હું તો૦ ૩

---

૪ ખંગમાં—ખગ વાળવાને. ૫ બંગમાં—કલાઇનો બંગ કરી દેહ પુષ્ટ થવાને ખવરાવવામાં આવે છે તેમાં. ૨ વિભ્રમ—ભ્રમ અથવા વિલાસ. ૩ પાતમાં—પડવામાં.

નથી હું તો અંધારી કાળી રાતમાં;
નથી હું તો બુધબળકેરી માતમાં રે. હું તો૦ ૪
નથી હું તો જુદાઇકેરી જાતમાં;
ધીર શુદ્ધ ચૈતન્ય છું પ્રભાતમાં રે. હું તો૦ ૫

## પદ ૩ જું.

હું તો દશ્ય વિનાનો છું ભારમાં;
કેવળ ચૈતન્ય સ્વરૂપ છું ચારમાં રે. ટેક. ૧
વળી છું દશ્યને પ્રકાશ આપનારમાં;
છું વ્યાપક હું વિશ્વ બા'રમાં રે. હું તો૦ ૨
તેવો અંદર વ્યાપક આ વારમાં;
અણુ અંશ વિનાનો ઉજારમાં રે. હું તો૦ ૩

---

૪ બુધબળકેરી ઇ૦—જેમ બુધબળ( સેતરંજ )માં મોહોરું રાજાને માહાત કરી શકે છે તેમ હું કોઇનાથી માહાત થઇ શકું એવો નથી. ૫ પ્રભાતમાં—( જ્ઞાન રૂપી ).

૧ દશ્ય—નામ રૂપાત્મક જે જે કાંઇ જોવામાં આવે છે તે. ભારમાં—ગુરૂતાવાળો. અર્થાત્ તુચ્છ દ્રષ્ટ નથી પણ વજનવાળો દ્રષ્ટા છું. ચારમાં—જીવ, ઇશ્વર, માયા, અને બ્રહ્મ, એ ચારમાં હું ચૈતન્યબ્રહ્મ છું. તેમજ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયામાં ચૈતન્ય સ્વરૂપ તુરીયા છું, વગેરે.

૨ વળી ઇ૦—વળી હું દશ્ય( વિશ્વ )ને પ્રકાશ આપનાર—જેનાવડે દશ્ય પદાર્થો જાણવામાં આવે છે તે ચૈતન્યમાંનો હું છું. વિશ્વ બા'રમાં—વિશ્વની માંહે અને વિશ્વની બહાર.

૩ અણુ અંશ વિનાનો—ભાગ વિનાનો અર્થાત્ અછેદ્ય. ઉજારમાં—પ્રકાશમાં.

હું તો નિર્મળનો નિર્મળ છું તારમાં;
શુદ્ધ સ્વરૂપી છું બ્રહ્મના બા'રમાં રે. હું તો૦ ૪
ધીર બ્રહ્મકટારીની છું ધારમાં;
સત્તામાત્રકેરા છું હું સારમાં રે. હું તો૦ ૫

## પદ ૪ થું.

હું તો જ્યોતિરૂપી છું આ દેહમાં;
જો જો ઉડતી જઇ મહાખેહમાં રે. ટેક. ૧
જુઓ ઝાડ પા'ડ ને ઉજેહમાં;
ધારી જુઓને બારે મેહમાં રે. હું તો૦ ૨
જુઓ બાળવીને દેહના વેહમાં;
જ્યોતિરૂપ દરસશે એહમાં રે. હું તો૦ ૩
જુઓ ઘટથી માંડી સવિતા જેહમાં;
જ્યોતિરૂપ જણાઇશ તેહમાં રે. હું તો૦ ૪
ઉરાડું ઓળખ્યા પછી સહુ ઠેહમાં;
ધીર બ્રહ્મ જ્યોતિના ભર્યો નેહમાં રે. હું તો૦ ૫

## પદ ૫ મું.

હું તો મોંઘો છું દેહના માનમાં;
હું છું નગરમાં ને સ્મશાનમાં રે. ટેક. ૧
હું તો મંદિરમાં છું મહાતાનમાં;
હું તો રીઝું છું ગોરીના ગાનમાં રે. હું તો૦ ૨

---

૫ સત્તામાત્ર ઇ૦—વસ્તુમાંથી નામ રૂપાત્મક કાર્ય અંશ બાદ કરતાં છેવટે જે સત્તામાત્ર ( હોવાપણું ) રહેછે તે હું છું. ૫ ઠેહ—ઠેસ. ૧ વ્યાપકતા વર્ણે છેઃ હું છું ઈ૦. ૨ આનંદરૂપ વર્ણે છેઃ હું તો ઇ૦.

હું તો દાતાકેરો છું દાનમાં;
હું છું નિર્વિકલ્પ ચૈતન્ય રૂપ રાનમાં રે. હું તો૦ ૩
હું છું સ્ફુરાવનારો મહાનમાં;
એવું સાંભળ્યું મેં ગુરૂથકી કાનમાં રે. હું તો૦ ૪
હાલંદા ચાલંદાની દેહ હાણમાં;
ધીર આત્મા જાણે તે ભૂલે ન ભાનમાં રે. હું તો૦ ૫

## પદ ૬ ઠ્ઠું.

વૃદ્ધિ થાય કણ અંગારથી આગમાં;
તેવો હું તો છું દેહની જાગમાં રે. ટેક. ૧
સળગી સળગી આવે આગ રાગમાં;
તેમ દીપી રહ્યો એ દેહના બાગમાં રે. વૃદ્ધિ૦ ૨
નથી નથી એ તો કશા ડાઘમાં;
નથી ભોક્તા એ તો રૂડી પાઘમાં રે. વૃદ્ધિ૦ ૩

---

૩ નિર્વિકલ્પ ઇ૦—કલ્પના રહિત ચૈતન્યરૂપી રાનમાં હું છું. અર્થાત્ કલ્પના રહિત બ્રહ્મમય મારી સ્થિતિ છે. કલ્પનાથી આ વિશ્વ ભાસે છે, પણ તે જ્યાં નથી ભાસતું ત્યાં બ્રહ્મ વિના કાંઇ છે નહિ માટે રાનની ઉપમા આપી છે.

૪ હું છુ. ઇ૦—મહાન( મહત્તત્વ )માં 'હુ' એમ અહંકારની સ્ફુરણા કરનાર આત્મા હું છું. ૫ દેહનો નાશ અને આત્માનું અવિનાશીપણું વર્ણે છેઃ હાલંદા ઇ૦.

૧ વૃદ્ધિ થાય ઇ૦—જેમ આગમાં અંગારાથી કણની વૃદ્ધિ થાય છે —શેકાતાં ફૂલે છે, તેવો હું છું—મારાં કર્મની વાસનાઓ શેકાઇ જવાથી હું બ્રહ્માનંદ રૂપે ફૂલ્યો છું.

૨ રાગમાં—લાલ રંગમાં. તેમ ઇ૦—તેમ આત્મા જ્યોતિ રૂપે દેહમાં પ્રકાશે છે. ૩ આત્માનું જૂદાપણું વર્ણે છેઃ નથી નથી ઇ૦. ૩ અભોક્તાપણું વર્ણે છેઃ નથી ભોક્તા ઇ૦.

નથી વિષ એ મહાશેષનાગમાં;
સર્વ શક્તિ છે એના પાગમાં રે. વૃદ્ધિ૦ ૪
ધીર ધણી છે એના લાગમાં;
ભેટે સદ્‌ગુરૂ પુણ્ય હોય ભાગમાં રે. વૃદ્ધિ૦ ૫

### પદ ૭ મું.

નથી નથી હું જગતના કામમાં;
નથી વૃક્ષ વેલીકેશ હું નામમાં રે. ટેક. ૧
નથી રજકણ લ્યોને તમામમાં;
મારૂં રૂપ નથી કંઈ રામમાં રે. નથી૦ ૨
નથી સાત મેડીના હું ધામમાં;
નથી દિન રજનીના આઠે જામમાં રે. નથી૦ ૩
નથી કુબેરકેરા હું દામમાં;
નથી વા'લામાં વા'લી હું વામમાં રે. નથી૦ ૪
ધીર આત્મારામ સ્વરૂપ છે શ્યામમાં;
આવે ઓળખ્યા વિના તો ફોગટ ફામમાં રે. નથી૦ ૫

### પદ ૮ મું.

હું તો જડતો નથી કંઇ જાપમાં;

---

૪ આત્મા કાર્યરૂપ પદાર્થ નથી એમ વર્ણે છે: નથી વિષ ઇ૦. એના પાગમાં ઇ૦—અર્થાત્ એના ચરણ રૂપ માયામાં એ સર્વ શક્તિઓ છે. ૫ ભાગમાં—ભાગ્યમાં. ૧ આત્મા નામ રૂપાત્મક પદાર્થ નથી તે વિષે કહે છે: નથી નથી—ઇ૦.

નથી વસતો ત્રિવિધિના તાપમાં રે. ટેક. ૧
હું તો નથી રહેતો કદી સંતાપમાં;
માને મુને વસેછે કાપાકાપમાં રે. હું તો૦ ૨
નથી ચોખી ને ચટ હું તો ખાપમાં;
નથી મોટાઇકેરા હું માપમાં રે. હું તો૦ ૩
હું તો આવી બેસું નહિ અદાપમાં;
નથી હું તો પુણ્ય કે ઓઢા પાપમાં રે. હું તો૦ ૪
હું તો નથી સિદ્ધોકેરા શાપમાં;
હું તો ધીર જાણે તેના છું આપમાં રે. હું તો૦ ૫

## પદ ૯ મું.

હું તો નથી નથી દેહ દાઝમાં;
હું તો પુણ્યકેરી નથી પાજમાં રે. ટેક. ૧
નથી દેહ ખોટાકેરા હું રાજમાં;
નથી હું તો બિરાજતો જડ ઝાઝમાં રે. હું તો૦ ૨
નથી હું તો કામાદિકેરા કાજમાં;
નથી હું તો લલનાઓકેરી લાજમાં રે. હું તો૦ ૩
જડ દેહ આવે બોલતાં વાજમાં;
હું તો બોલી ઊઠું છું ભર્યા સાજમાં રે. હું તો૦ ૪
ધીર તૃષ્ણાકેરા છું તાજમાં;
નથી મંદિરની ઓઢી પખાજમાં રે. હું તો૦ ૫

## પદ ૧૦ મું.

જેમ દર્પણ પ્રતિબિંબ ઘાટમાં;

---

૨ માને—(કેટલાક ભૂલ ભરેલા લોકો). ૩ ચોખી ને ચટ—(ખાપનું વિશેષણ).૪ અદાપમાં—દુઃખમાં—પીડામાં ('અદાપ' શબ્દ અપભ્રંશ છે.)
૫ આપમાં—તેના પોતાના સ્વરૂપમાં.

તેવો મારો આત્મા ઇંદ્રી અનુભવ ઠાઠમાં રે. ટેક. ૧
મુખ વાંકે ન દર્પણ ઉચ્ચાટમાં;
અંગે વાંકે આત્મા નવ કાટમાં રે. જયમ૦ ૨
નિર્વિકલ્પ રૂપ ચૈતન્ય પાઠમાં;
શુદ્ધ દીપક રૂપી જ્યોતિ આઠમાં રે. જયમ૦ ૩
સૂર્યે ઊનો જણાયે વાટમાં;
ચંદ્ર ટાઢો જણાયે છે ખાટમાં રે. જયમ૦ ૪
ગહન ગિરિ જણાયે છે ઘાટમાં;
એ તો આત્મા દીપકથી ધીરાભાટમાં રે. જયમ૦ ૫

## પદ ૧૧ મું.

રાગી જેવા જે વેરાગી, વસ્તુને શું જાણે વેરાગી;
મોટા મોટા મઠ બાંધીને બેસે, કહે અમે મહાત્યાગી. ટેક. ૧
મંદિરમાં મા'વ નથી ભરાયો, જુઓ જુઓ જૂઠણજી જાગી;
એ તો અવનવા રૂપનો છે ભાઇ,લ્યોને જ્ઞાનથી ગુરૂકને માગી.વસ્તુને૦ ૨

---

૧ જયમ ઇ૦—જેમ દર્પણમાં બિંબભૂત વસ્તુનું પ્રતિબિંબ પડે છે તેમ બિંબભૂત આત્માનું બુદ્ધિ આદિક ઇંદ્રિયોમાં પ્રતિબિંબ પડે છે, તેને જીવ કહે છે, માટે તે જીવ તે હું નથી તેમ તેનાં સુખદુઃખ મને લાગુ પડતાં નથી.

૨ મુખ વાંકે ઇ૦—ધીરાએ અહીં દર્પણને આત્માસ્થાને કલ્પ્યું અને મુખને પ્રતિબિંબસ્થાને કલ્પ્યું છે એટલે પ્રતિબિંબ વાંકું હોય તો તેથી દર્પણને જેમ વિકાર થતો નથી તેમ અંગ વિકારવાળું હોવા છતાં આત્મા નિર્વિકાર છે.

૩ નિર્વિકલ્પ—કલ્પનારહિત. આત્મા સહુનો પ્રકાશક છે એમ વર્ણેછે; શુદ્ધ દીપક ઇ૦. ૧ રાગી—સંસારમાં રાગ ( પ્રીતિ )વાળા. વસ્તુને—આત્માતત્વને.

આકાશ કરતાં તો એ વધી જાયે, કયમ માયે મંદિરમાં એ રાગી!
સોહાગી સોહમ્‌નો રસિયો એ, જેણે ભવની ભાવટ ભાગી. વસ્તુને૦ ૩
એનું રૂપ ન કોથી કળાયે, એવી વાતની નોબત વાગી;
એ તો ઝવેરે ભરિયા ભંડાર ન જોતો, ન જોતો ત્યાગીની ધાગી. ,, ૪
એને વસવાનું વન્હિનું ભક્ષણ, ભલે કાઠકરિયાણું વાપર સાગી;
ધાર અવનવો આત્મા છે અળગો, એને જાણે સોહમ્‌ના સોહાગી. ,, ૫

## પદ ૧૨ મું.

આત્મા જાણે મહાનામી, જાણે સદ્‌ગુરૂ સુહાગી મહાનામી;
આકાશમાંથી વાયુ ઉપન્યો, જેના કૃત્યની નથી ખામી. ટેક. ૧
વાયુમાંથી તેજ થયું છે, એ જુક્તિ ન જાણે જામી;
પણ નિશ્ચે સમજી જાવું એ, હું કહું છું ઠોકી ઠામી. જાણે૦ ૨
તેજમાંથી જળ નિપજિયું, હવે પૃથ્વી જનમ કયમ પામી?
તે જળમાંથી તો પૃથ્વી થઇ છે,જાર જુવતી ન જાણે હરામી! જાણે૦ ૩
એમ અનુક્રમે અનુભવે આવ્યા, પદાર્થ તેમ મામો મામી;
એ સર્વનું મુખ્ય કારણ વિચારો,એટલે પીડા જશે તારી ડામી. જાણે૦ ૪
મુખ્ય કારણ એ વ્યાપક સહુનો, ચૈતન્ય જણાશે અંતરયામી;
ધીર ધણીનો ધિંગડમલ એ, શિર સાટે ખરેખરો સ્વામી. જાણે૦ ૫

---

૩ સોહમ્‌નો—તે હું છું એવા જ્ઞાનનો. અર્થાત્ તે આત્મા હું છું. 'સોઽહં' એ વેદનું મહાવાક્ય છે. ૪ ધાગી—ધાગડી —ફાટલી ગોદડી.

૫ એને હ૦—એને વસવાનું તેં જે મંદિર બાંધ્યું છે તે તો વન્હિ (અગ્નિ)નું ભક્ષણ છે.

૧ સૌનું આદિ કારણ આત્મા છે અને કાર્યમાત્ર તેમાંથી થયાં છે એમ બતાવવાને પંચ ભૂતની ઉત્પત્તિનો ક્રમ કહી બતાવે છે: આકાશમાંથી હ૦.

## પદ ૧૩ મું.

જુઓ જુઓ આત્માની વાતો રે;
દર્શ નોખી નોખી જેની ઘણી ભાતો રે. ટેક. ૧
એવું જોઇ ખત્તા નવ ખાતો રે;
તે તો મહામૂલી છે કોક માતો રે. જુઓ૦ ૨
તેને શિર નથી કોઇનો હાથો રે;
તેની વાટે વળતાં ન જોઇએ ભાથો રે. જુઓ૦ ૩
જયમ પૃથ્વી તપે તે જણાય રે;
એને તપાવનાર સૂરજ ભણાય રે. જુઓ૦ ૪
એ તો ઉની એનાથકી થાય રે;
એવું વિચાર કરતાં સહુને જણાય રે. જુઓ૦ ૫
તેમ એક પછી એક અનુભવજો રે;
સદ્‌ગુરૂ વેણને નિશદિન કવજો રે. જુઓ૦ ૬
ત્યારે જણાઇ તો સહુ જાશે રે;
પદાર્થક્રમજ્ઞાન પૂરૂં થાશે રે. જુઓ૦ ૭
પછે તેનો ઉદય જણાશે સાર રે;
ત્યારે લાગશે ભારે તને ભાર રે. જુઓ૦ ૮
પછે ઓળખાશે આત્મા સ્વરૂપ રે;
એનો ઉદય કરનાર આત્મારામ ભૂપ રે. જુઓ૦ ૯
એમ ધીર ધણી ધીરજથી જણાશે રે;
ત્યાર પછી ભૂંડું ન કોથી ભણાશે રે. જુઓ૦ ૧૦

## પદ ૧૪ મું.

હડહડતું હીમ પડે જે વાર રે;

---

૭ પદાર્થક્રમજ્ઞાન—પદાર્થો કેમ ઉત્પન્ન થયા તેના ક્રમનું જ્ઞાન.

ટાઢય ઉપજે છે ત્યારે અવિદ્યાર રે. ટેક. ૧
ટાઢયનું કારણ જોજે વિચારી રે;
સેહેલીસટ વાત છે લેજે સંભારી રે. હડહડતું૦ ૨
એ તારા મનમાં તું ગોઠવજે રે;
ટાઢય રાખી રહીશ નવ કંઇ રજે રે. હડહડતું૦ ૩
હવે કહેવાનું કહુંછું હુંય રે;
નિરાકાર સ્વરૂપ સમજજે તુંય રે. હડહડતું૦ ૪
નિરાકારને અવિદ્યાવડે રે;
કારણના કારણ રૂપ જે જડે રે. હડહડતું૦ ૫
એવા આ આત્માથકી નિર્વાણ રે;
સહુ જગત ઊપજિયું છે પ્રમાણ રે. હડહડતું૦ ૬
તે તને ઓળખાશે કેમ રે;
મેળવ્ય સદ્‌ગુરૂનો સાચો પ્રેમ રે. હડહડતું૦ ૭
ભેદ ભાણાવી દેશે પળ માંય રે;
સાચે સાચી સાહીશ જો બાંય રે. હડહડતું૦ ૮
ભલું કરતાં ન લગાડે વાર રે;
પામશો શિષ્યપણાનો રૂડો પાર રે. હડહડતું૦ ૯
ધીર આત્મસ્વરૂપ ઓળખાવી દેશે રે;
મારૂં કહ્યું માની અંતરમાં એ લેશે રે. હડહડતું૦ ૧૦

### પદ ૧૪ મું.

ચાર મુખે બ્રહ્મા ભણે જે વેદ રે;

---

૨ સેહેલી ઇ૦—અતિશય ટાઢ પડે છે તેનું કારણ નિરાકાર હિમ છે તેમ આ જગતનું કારણ નિરાકાર બ્રહ્મ અને અવિદ્યા માયા છે.

જાણે તેના વિધ વિધ વિધિ જે ભેદ રે. ટેક. ૧
સૃષ્ટિને ઉપજાવે બહુ પેર રે;
જેને નહિ સારા માઠાશું વેર રે. ચાર૦ ૨
હવે એથી વધતા છે વિષ્ણુ દેવ રે;
જેની કરે અસંખ્ય લોકો સેવ રે. ચાર૦ ૩
જેને લક્ષ્મીનો પતિ માને રે;
જે રીઝતા નારદને ગાને રે. ચાર૦ ૪
રૂદ્ર યોગીશ્વર મહામોટા રે;
જેના આગળ સહુ જન ખોટા રે. ચાર૦ ૫
પાર્વતીના પ્રભુ એહ રે;
જેણે જીતી છે પોતાની દેહ રે. ચાર૦ ૬
ઇંદ્ર ઇશ્વર સર્વનો માને રે;
એવું લાખો પુરાણમાં સુણ્યું કાને રે. ચાર૦ ૭
એ છે જગત સ્થિતિના કારણ રૂપ રે;
સર્વ ભૂપતણા એ ભૂપ રે. ચાર૦ ૮
તેમનું પણ આદિ કારણ જેહ રે;
તે તો આત્મારામ ચૈતન્ય એહ રે. ચાર૦ ૯
એવો ધીર ધણી છે તારી પાસે રે;
તું તો મઠ મંદિરમાંહી તપાસે રે. ચાર૦ ૧૦

## પદ ૧૬ મું.

આત્માથી જૂદી સત્તાવાળા અનેક રે;

---

૧ બ્રહ્માદિ દેવોના પણ કારણ રૂપ આત્મા છે એમ વર્ણે છેઃ ચાર મુખે

તેનો સમજવું સમજો વિવેક રે. ટેક. ૧
રાખજો સમજ્યામાં રૂડો ટેક રે;
સર્વ જણાશે આત્મા વતરેક રે. આત્માથી૦ ૨
મારૂં માનશો દૃઢ કરી ધારણ રે;
તો તો ખરેખરૂં કહો દઇશ કારણ રે. આત્માથી૦ ૩
માથાકૂટય કરૂં નહિ રજ રે;
લંબાવી કરૂં ન રજનું ગજ રે. આત્માથી૦ ૪
ખરૂં સ્વરૂપ ઓળખાઇ જાશે રે;
આત્મારામના ગુણ ગવાશે રે. આત્માથી૦ ૫
પરમાત્માથી ભિન્ન સત્તાવાળા જેહ રે;
આ સઘળા પદાર્થો માનો તેહ રે. આત્માથી૦ ૬
એ સર્વના અધિષ્ઠાનભૂત ભાઇ રે;
નિર્વિકલ્પ ચિદાત્મામાં સાચી સગાઇ રે. આત્માથી૦ ૭
માની ઉત્પન્ન થાય છે એહ રે;
પાછા લય થાયછે નિઃસંદેહ રે. આત્માથી૦ ૮
છે જાણવા જેવી એ વાત રે;
સમજી જાજે તું વધશે ખ્યાત રે. આત્માથી૦ ૯
શ્રીરધણી ઓળખાઇ તુંને જાશે રે;
શાભર ભર્યો કે તું ન વવાશે રે. આત્માથી૦ ૧૦

---

૧ જૂદી સત્તાવાળા— અર્થાત્ કાર્યરૂપ. કેમકે આત્મા કારણ રૂપ સત્તાવાળો છે અને તે વિનાના બીજા પદાર્થ માત્ર કાર્ય રૂપ સત્તાવાળા છે, માટે આત્માથી તેમની સત્તા ભિન્ન છે.

૬ આ સઘળા—આ સઘળા વિશ્વના ૭ અધિષ્ઠાનભૂત—સ્થાનરૂપ—ઉત્પત્તિ સ્થાન રૂપ અને લયસ્થાન રૂપ.

## પૃષ્ઠ ૧૭ મું.

આ ચૈતન્ય રૂપ જે આત્મા સાર રે; ટેક. ૧
તે કેવું કરે કહું આ વાર રે.
એ સંકલ્પ કરેછે મનમાં જેહ રે; આ૦ ૨
સહુ ઉત્પન્ન થાયછે જાણો તેહ રે.
એ ઝાડ વાવવા વિચારે રે; આ૦ ૩
એ ઝાડને ખોદવાનું ધારે રે.
એ પા'ડ ઉપર જાય ચઢી રે; આ૦ ૪
એ ત્યાંથી કાઢે હળ લેઇ હડી રે.
એ તો જોતો બેસે ઘડી અર્ધ ઘડી રે; આ૦ ૫
એ તો જુએ પીડા પડી કે ન પડી રે.
એ તો દાન દેનારો થાય કો વાર રે; આ૦ ૬
એ તો કરે કંઇક રાજ્યના વિચાર રે.
એમ એના સંકલ્પે સહુ થાય રે; આ૦ ૭
એનું રૂપ જાણી કહો કોણ જાય રે.
કોઇ વસ્તુ સૂક્ષ્મ રૂપ ધરી નિર્વાણ રે; આ૦ ૮
કારણમાં રહી હોયે પ્રમાણ રે.
તો પણ ચૈતન્યના સંકલ્પ વિના રે; આ૦ ૯
પ્રગટ થાય નહિ નવિના રે.

---

૮ કારણમાં—કારણ રૂપ અવસ્થામાં. જેમ ઘડાનું કારણ માટી છે માટે ઘડો એ માટી રૂપ કારણમાં રહેલોજ છે. અથવા જેમ વડના ઝાડનું કારણ તેનું બીજ છે માટે વડના બીજ રૂપ કારણમાં આખું ઝાડ સૂક્ષ્મ રૂપ ધરીને રહ્યું છે. પણ એ કારણ રૂપમાંથી નીકળીને કાર્ય રૂપે પ્રકટ થવાનું કારણ ચૈતન્યનો સંકલ્પ છે.

ધીર જાણી તેં સહુ જુક્તિ રે;
પ્રભુકેરી કેવી છે પ્રયુક્તિ રે. આ૦ ૧૦

### પદ ૧૮ મું.

જેની નિંદા કોઇથકી નવ કરાય રે;
તે શુદ્ધ ચૈતન્યાત્મકનો અનુભવ થાય રે. ટેક. ૧
તે તો એકનો એક સહુને જણાય રે;
તેની પૂઠળથી સ્થિતિ કેવી થાય રે. જેની૦ ૨
જીવપણાને પામી જ્યારે તે જાય રે;
ત્યારે અહંભાવનાનો ભોગી ગણાય રે. જેની૦ ૩
લિંગતાથી સંયુક્ત કહેવાય રે;
તોપણ તેનું સ્વરૂપ કોથી લહેવાય રે. જેની૦ ૪
શુદ્ધપણું તેનું કદી નાશી નવ જાય રે;
બાધવાળો ગણે તે તો વંવાય રે. જેની૦ ૫
તેનું કારણ કહું છું આજ રે;
તું તો કરી લે તારૂં કાજ રે. જેની૦ ૬
નિર્દોષ ચૈતન્ય છે ભાઇ એક રે;
માટે તેનો કરી જોને તું વિવેક રે. જેની૦ ૭

---

૧ નિંદા ન કરાય ઇ૦—(નામ, રૂપ, વિકાર, આદિ અવસ્થા વિનાનો હોવાથી ).

૨ એકનો એક જણાય—( સત, ચિત, અને આનંદ રૂપે). પૂઠળથી—માયામાં પ્રતિબિંબિત થયા પછીથી.

૩ અહંભાવના—હું જીવ છું એવી ભાવના. ૪ લિંગતાથી—લિંગદેહપણાથી. ચૈતન્ય અહંભાવનાવાળું થયું એટલે તેને લિંગ શરીર કે સૂક્ષ્મ શરીર જે સત્તર તત્વનું કહેવાય છે તે પ્રાપ્ત થાય છે.

એ અંતવિનાનો છે નિર્વાણ રે;
ઇંદ્રિયોથી અગમ્ય છે સુજાણ રે. જેની૦ ૮
દેશ કાળાદિક ભેદે સાર રે;
સ્થૂળપણું દેખાયે અવિચાર રે. જેની૦ ૯
તેથી દ્વૈત પદાર્થે એ ન પોષાય રે;
ધીર ધણી અદ્વૈત કહેવાય રે. જેની૦ ૧૦

## પદ ૧૯ મું.

ચૈતન્ય ને દૃશ્યનો થાયે જ્યારે રે;
માત્ર અધ્યારોપ ત્યારે તું વિચારે રે. ટેક. ૧
મનપણું એને તો મળ્યું ભાઇ રે;
જાણી જીવપણાની એણે સગાઇ રે. ચૈતન્ય૦ ૨
લિંગશરીરપણું એને મળી આવ્યું રે;

---

૮ અગમ્ય—ન જાણવામાં આવે એવો. ૯-૧૦ દેશ કાળ—જે વસ્તુને દેશ અને કાળ લાગુ પડે છે તે સ્થૂલ વસ્તુ હોય છે; પણ આત્મા તો સ્થૂલ નથી માટે એનો દેશવડે કે કાળવડે ભેદ પડી શકતો નથી. એવી રીતે જે અભેદ ગુણે યુક્ત આત્મા છે તે દ્વૈત પદાર્થ રૂપ હોઇ શકતો નથી, માટે તે અદ્વૈત કહેવાય છે.

૧ અધ્યારોપ—જે વસ્તુ જેવી નથી તેવી તેને દેખવી. દૃશ્ય એ ચૈતન્ય નથી તેમ છતાં દૃશ્યને ચૈતન્ય દેખવું, એ દૃશ્યમાં ચૈતન્યનો અધ્યારોપ કહેવાય છે.

૨ દૃશ્ય અને ચૈતન્યનો એવો અધ્યારોપ જ્યારે થાય છે ત્યારે તેમાં તને મનનાં લક્ષણો જોવામાં આવે છે. અર્થાત્ એ અધ્યારોપથી મનની ઉત્પત્તિ છે. મન ઉત્પન્ન થયું એટલે તે એમ જાણે છે કે હું જીવ છું.

કોઇએ તને વાસ્તવિકપણું સમજાવ્યું રે. ચૈતન્ય૦ ૩
હું કહુંછું તું વિચારી જો વાત રે;
સદ્‌ગુરૂથી જાણશે સાક્ષાત રે. ચૈતન્ય૦ ૪
ખરી રીતે એને કંઇ પ્રાપ્ત થયું નથી રે;
ગયા કથવાનું હતું તે કથી રે. ચૈતન્ય૦ ૫
અવિદ્યાકેરા વિલાસ જેહ રે;
તે મન જીવપણું આપેછે એહ રે. ચૈતન્ય૦ ૬
લિંગશરીર પ્રાપ્તિનું એ મૂળ રે;
તોય નથી બિલકુલ માન્યું તેનું કુલ રે. ચૈતન્ય૦ ૭

---

૩ એવી રીતે મન અને અહંકારના યોગથી, પંચ પ્રાણ, પંચ જ્ઞાનેંદ્રિય અને પંચ કર્મેંદ્રિય ઉત્પન્ન થઇ બધાં મળી સત્તર તત્વનું લિંગ શરીર ઉપજે છે એ લિંગ શરીર એ તારૂં રૂપ છે એમ તને કોઇએ ( માયાના સંબંધીઓએ ) સમજાવ્યું અને કોઇ સદ્‌ગુરૂએ તને વાસ્તવિકપણું ( વસ્તુનું ખરૂં સ્વરૂપ ) સમજાવ્યું કે તું તો આત્મા ચૈતન્ય છે અને લિંગશરીર તો અધ્યારોપથી ઉપજેલા મનની માયા છે.

૫ ખરી રીતે ઇ૦—અધ્યારોપ સત્ય હોતો નથી માટે એ રીતે મનની ઉત્પત્તિ વાસ્તવિક રીતે જોતાં ખોટી છે. તેથી એને ( આત્માને ) મનપણું વગેરે કાંઇ ખરી રીતે પ્રાપ્ત થયેલું નથી.

૬ અવિદ્યાકેરા—પોતાના ખરા સ્વરૂપના અજ્ઞાનપણારૂપ માયાના. વિલાસ—રમતગમત. તે ઇ૦—તે અવિદ્યાનો વિલાસ મનપણું અને જીવપણું આપે છે.

૭ લિંગશરીર ઇ૦—લિંગશરીરની પ્રાપ્તિ થવાનું મૂળ પણ એજ અવિદ્યાનો વિલાસ છે. પણ અવિદ્યાજ વસ્તુગત્યા અસત્ છે તો પછી મનપણું વગેરે તેનું કાર્ય અસત્ હોય તેમાં તો શું આશ્ચર્ય છે ?

પછે સનપણાદિકની પ્રાપ્તિ ત્યાંથી રે;
વિચારી જો જો જણાય જ્યાંથી રે. ચૈતન્ય૦ ૮
વસ્તુતણો કરજો વિચાર રે;
તો તો પામશો પલકમાં પાર રે. ચૈતન્ય૦ ૯
ધીરધણી અમરવરશુ ગાંઠપડે રે;
તેને તો સાગર ન ઊતરે કે ન ચડે રે. ચૈતન્ય૦ ૧૦

## પદ ૨૦ મું.

જો કંઇ છે એવું તું વિચારે મન રે;
તો હું તુંને સમજાવું થઇ પ્રસન્ન રે. ટેક. ૧
જે પરમાત્મા મૂઢ જનને નિરધાર રે;
શૂન્ય સરખો ભાસે છે અવિધાર રે. જો૦ ૨
મન આદિક ષટ્ ઇંદ્રિયોથકી રે;
છે અગમ રૂપ એવી સુણી વકી રે. જો૦ ૩
સંકલ્પ વિકલ્પથી ચૈતન્ય રૂપ રે;

---

૯ વસ્તુતણો—આત્મા રૂપ ખરી વસ્તુનો. ૧૦ તેને ઇ૦—અર્થાત્ તેને તો ઉત્પત્તિ નથી કે લય પણ નથી.

૧ જો ઇ૦—જો તું એમ વિચારે કે બધું જગત મિથ્યા છે ત્યારે કંઈ પણ સાચું નથી, અને પરમાત્મા રૂપ વસ્તુ તો ક્રિયાહીન, વિચારહીન, એવું તત્વ છે ત્યારે તેને પણ શૂન્ય જેવુંજ માનવુ. એવું આત્મજ્ઞાન મેળવવામાં કાંઇ અર્થ નથી, માટે કંઇ એવું તત્વ છે કે જેનાથી ક્રમે કરીને આ જગતની વાસ્તવિક ઉત્પત્તિ થઇ છે. એમ તું કાંઇ છે, એવું જો વિચારતો હોય તો હું તને સમજાવું છું.

૨ શૂન્ય સરખો—(મન આદિક ૭ ઇંદ્રિયોથી જાણવામાં આવતો નથી માટે ).

એવો જીવ પરમાત્માથી ઉપજે છે અનુપ રે. જો૦ ૪
એવું કહેવામાં આવે છે જે વાર વાર રે;
તે જાણવી કલ્પના તારે નિરધાર રે. જો૦ ૫
ઉપદેશને કાજે છે વાતો એહ રે;
હવે તુંને કરૂંછું નિ:સંદેહ રે. જો૦ ૬
પરમાત્મામાં માનવું કાંઇ ભાઇ રે;
તે તો કારણ માટે લેવું સાહી રે. જો૦ ૭
મનપણું એનામાં જેહ મનાય રે;
જીવપણું જુક્તિવડે જણાય રે. જો૦ ૮
લિંગશરીરાદિકનું ભણાય રે;
તેને કેવળબ્રહ્મ યોગી મુનિ ગાય રે. જો૦ ૯
ધીરો કહે ધીરો ધીરો જો વિચારે રે;
લાગે ખરૂં જ્યારે મારૂં કહેવું ત્યારે રે. જો૦ ૧૦

પદ ૨૧ મું.

માને મારૂં તો કરૂં ઉપદેશ રે;
અધિકારી હો તો ગ્રહણ કરય એષ રે. ટેક. ૧

---

૪ સંકલ્પ ઇ૦—મન આદિકથી આત્મા જાણવામાં આવતો નથી એમ છતાં વળી એમ કહેવામાં આવે છે કે ચૈતન્યરૂપ આત્મા સંકલ્પથી જીવ રૂપે ઉપજે છે. માટે એ વિરોધી વાતોનું સમાધાન શું છે?

૫ સમાધાન આપે છે; એવું ઇ૦. કલ્પના—ઉપદેશ કરીને વસ્તુનું ખરૂં સ્વરૂપ જણાવવાને કરેલી કલ્પના.

૬ હવે—હવે તું આત્મવિદ્યા જાણવાનો અધિકારી થયો ત્યારે.
૭ કારણ માટે—ઉપદેશ રૂપ કારણ માટે.

૧ અધિકારી—જેમ યંત્રશાસ્ત્રાદિ બીજી વિદ્યાઓ સમજવાને અમુક યોગ્યતા મેળવવી પડે છે તેમ બ્રહ્મવિદ્યા સમજવાને અને તેનો અનુભવ

આ જગતજંજાળીના વિષયો જેહ રે;
તે છોડી દેને તું નિઃસંદેહ રે. માને૦ ૨
મરજીવો થઇને મા'લતું મુલકે રે;
પછી જો તારી સ્થિતિ તું પલકે રે. માને૦ ૩
પછે રહે સત્ય સ્વરૂપમાં ભાઇ રે;
ત્યાં ત્યારે જાવું છે કેવું કમાઇ રે. માને૦ ૪
અનેક ક્રિયાવાળું જગ્ત છે જેહ રે;
મહામોહમય ને વિચિત્ર એહ રે. માને૦ ૫
વહેવાર રીતિ ભાતિ અનેક રે;
તેની સત્તાવાળું છે કરચ વિવેક રે. માને૦ ૬
તે જગત ભાસશે તુંને કેવું રે;
તેનું સ્વરૂપ જણાવી હું દેઉં રે. માને૦ ૭

---

આણવાને યોગ્યતા મેળવવી પડે છે. એ યોગ્યતાવાળો થયેલો પુરૂષ બ્રહ્મવિદ્યાનો અધિકારી કહેવાય છે. બ્રહ્મવિદ્યા સમજવાને અધિકારી થનારા પુરૂષે પ્રથમ તો વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્સંપત્તિ, અને મુમુક્ષુતા, એ બાબતો પોતાનામાં આણવી જોઇએ. જગત્ વગેરે અનિત્ય વસ્તુ અને આત્મતત્વ એ નિત્ય વસ્તુ જૂદી જૂદી છે એવા જ્ઞાનને વિવેક કહે છે. સંસારના હલકામાં હલકા ભોગથી આરંભીને ઉંચામાં ઊંચા ભોગ સુધીમાં ઓકેલા ધાન્યની પેઠે અરુચિ થવી તેને વૈરાગ્ય કહે છે. શમ (મનનો નિગ્રહ), દમ (ઇંદ્રિયોનો બાહારનો નિગ્રહ), તિતિક્ષા (સુખ દુઃખાદિનો સમાનપણે સહનતા), શ્રદ્ધા (ગુરૂ અને વેદ વચન ઉપર વિશ્વાસ કે પૂજ્ય ભાવ), સમાધાન (ચિત્તની એકાગ્રતા). ઉપરતિ (સંસારના વિષયોથી વિરામી જવું, એ છ સાધનને શમાદિષટ્સંપત્તિ કહે છે. મારો મોક્ષ થાઓ, એવી ઇચ્છાને મુમુક્ષુતા કહે છે. એવા ચાર સાધનવાળો મનુષ્ય બ્રહ્મવિદ્યાનો અધિકારી થાય છે. જેનામાં એ સાધનો નથી તે બ્રહ્મવિદ્યાની વાત સાંભળે અથવા તેના ગ્રંથો વાંચે, તથાપિ તેને તે બરાબર સમજાતી નથી.

૬ તેની સત્તાવાળું—તે બ્રહ્મની સત્તાવાળું.

શૂન્ય જેવું થઇ રહેશે જાણ રે;
પણ મારૂં કહ્યું કરે જો પ્રમાણ રે.　　માને૦　૮
નિકર તું તે તારી જાણે વાત રે;
મારૂં કહેવું મેળવીશ નહિ રજ ભ્રાત રે.　માને૦　૯
દૃઢપણે માનીશ જ્યારે સાચું રે;
ત્યારે તો ધીર સદ્‌ગુરૂ કહે અમે રાચ્યું રે.　માને૦　૧૦

## પદ ૨૨ મું.

વિચારી જો તું અંતર તારે રે;
અવિદ્યાનું કંઇક કહેવું છે મારે રે.　　ટેક.　૧
એનું સ્વરૂપ કહેવાયે જે સાર રે;
તે તો મિથ્યા રૂપ છે આ સંસાર રે.　　વિચારી૦　૨
તેનું કારણ કહું તુંને ભાઇ રે;
કરી લે સાચેસાચી તું કમાઇ રે.　　વિચારી૦　૩
અવિદ્યાને જોવામાં આવેછે જ્યારે રે;
તે તો નષ્ટ થઇ જાય છે ત્યારે રે.　　વિચારી૦　૪
અથવા પાછી દેખાતી નથી નિર્વાણ રે;
તેનાં સાંભળ્ય કહું છું પ્રમાણ રે.　　વિચારી૦　૫
ખોટી ચીજ જોવામાં આવે જેહ રે;
તેની ભાળ શી રીતે લાગે કહે એહ રે.　વિચારી૦　૬
કરે ઘણું ઘણું પ્રયત્ન તું ધાઇ રે;
મરીચિકાજળ કરે આવશે ભાઇ રે?　　વિચારી૦　૭

---

૮ શૂન્ય જેવું ઇ૦—( જો બ્રહ્મસત્તા ઉપાડી લેવામાં આવે તો ).
૪ નષ્ટ થઇ જાય છે—દેખાતી નથી ( અસત્ રૂપ હોવાથી ).

૭ અવિદ્યાને જોવા જતાં તે નાશ થઇ જાય છે અને ફરીને કદી દેખાતી નથી તે દૃષ્ટાંતથી સિદ્ધ કરે છેઃ મરીચિકાજળ ઇ૦— મરીચિકાજળ

આ જગતજંજાળના વિષયો જેહ રે;
તે છોડી દેને તું નિઃસંદેહ રે. માને૦ ૨
મરજીવો થઇને મા'લતું મુલકે રે;
પછી જો તારી સ્થિતિ તું પલકે રે. માને૦ ૩
પછે રહે સત્ય સ્વરૂપમાં ભાઈ રે;
ત્યાં ત્યારે જાવું છે કેવું કમાઇ રે. માને૦ ૪
અનેક ક્રિયાવાળું જગ્ત છે જેહ રે;
મહામોહમય ને વિચિત્ર એહ રે. માને૦ ૫
વહેવાર રીતિ ભાતિ અનેક રે;
તેની સત્તાવાળું છે કરચ વિવેક રે. માને૦ ૬
તે જગત ભાસશે તુંને કેવું રે;
તેનું સ્વરૂપ જણાવી હું દેઉં રે. માને૦ ૭

---

આણવાને યોગ્યતા મેળવવી પડે છે. એ યોગ્યતાવાળો થયેલો પુરૂષ બ્રહ્મવિદ્યાનો અધિકારી કહેવાય છે. બ્રહ્મવિદ્યા સમજવાને અધિકારી થનારા પુરૂષે પ્રથમ તો વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્સંપત્તિ, અને મુમુક્ષુતા, એ બાબતો પોતાનામાં આણવી જોઇએ. જગત્ વગેરે અનિત્ય વસ્તુ અને આત્મતત્વ એ નિત્ય વસ્તુ જાદી જાદી છે એવા જ્ઞાનને વિવેક કહે છે. સંસારના હલકામાં હલકા ભોગથી આરંભીને ઉંચામાં ઊંચા ભોગ સુધીમાં ઓકેલા ધાન્યની પેઠે અરુચિ થવી તેને વૈરાગ્ય કહે છે. શમ (મનનો નિગ્રહ), દમ (ઇંદ્રિયોનો બાહારનો નિગ્રહ), તિતિક્ષા (સુખ દુઃખાદિનો સમાનપણે સહનતા), શ્રદ્ધા (ગુરૂ અને વેદ વચન ઉપર વિશ્વાસ કે પૂજ્ય ભાવ), સમાધાન (ચિત્તની એકાગ્રતા). ઉપરતિ (સંસારના વિષયોથી વિરામી જવું, એ છ સાધનને શમાદિષટ્સંપત્તિ કહે છે. મારો મોક્ષ થાઓ, એવી ઇચ્છાને મુમુક્ષુતા કહે છે. એવા ચાર સાધનવાળો મનુષ્ય બ્રહ્મવિદ્યાનો અધિકારી થાય છે. જેનામાં એ સાધનો નથી તે બ્રહ્મવિદ્યાની વાત સાંભળે અથવા તેના ગ્રંથો વાંચે, તથાપિ તેને તે બરાબર સમજાતી નથી.
૬ તેની સત્તાવાળું—તે બ્રહ્મની સત્તાવાળું.

શૂન્ય જેવું થઇ રહેશે જાણ રે;
પણ મારૂં કહ્યું કરે જો પ્રમાણ રે. માને૦ ૮
નિકર તું તે તારી જાણે વાત રે;
મારૂં કહેવું ભેળવીશ નહિ રજ ભ્રાત રે. માને૦ ૯
દૃઢપણે માનીશ જ્યારે સાચું રે;
ત્યારે તો ધીર સદ્ગુરૂ કહે અમે રાચું રે. માને૦ ૧૦

## પદ ૨૨ મું.

વિચારી જો તું અંતર તારે રે;
અવિદ્યાનું કંઇક કહેવું છે મારે રે. ટેક. ૧
એનું સ્વરૂપ કહેવાયે જે સાર રે;
તે તો મિથ્યા રૂપ છે આ સંસાર રે. વિચારી૦ ૨
તેનું કારણ કહું તુંને ભાઇ રે;
કરી લે સાચેસાચી તું કમાઇ રે. વિચારી૦ ૩
અવિદ્યાને જોવામાં આવેછે જ્યારે રે;
તે તો નષ્ટ થઇ જાય છે ત્યારે રે. વિચારી૦ ૪
અથવા પાછી દેખાતી નથી નિર્વાણ રે;
તેનાં સાંભળ્ય કહું છું પ્રમાણ રે. વિચારી૦ ૫
ખોટી ચીજ જોવામાં આવે જેહ રે;
તેની ભાળ શી રીતે લાગે કહે એહ રે. વિચારી૦ ૬
કરે ઘણું ઘણું પ્રયત્ન તું ધાઇ રે;
મરીચિકાજળ કરે આવશે ભાઇ રે? વિચારી૦ ૭

---

૮ શૂન્ય જેવું ઇ૦—(જો બ્રહ્મસત્તા ઉપાડી લેવામાં આવે તો).
૪ નષ્ટ થઇ જાય છે—દેખાતી નથી (અસત્ રૂપ હોવાથી).

૭ અવિદ્યાને જોવા જતાં તે નાશ થઇ જાય છે અને ફરીને કદી દેખાતી નથી તે દૃષ્ટાંતથી સિદ્ધ કરે છેઃ મરીચિકાજળ ઇ૦— મરીચિકાજળ

આકાશફૂલ આવ્યું કોઇને હાથ રે ?
મળ્યો કોઇને ગંધર્વ નગરનો સાથ રે ? વિચારી૦ ૮
સસલાનાં શિંગડાં જોને તપાસી રે;
મિથ્યાપણાની પ્રતીતિ છે ખાસી રે. વિચારી૦ ૯
ધીર એવી એવી સમજણ જો ધારે રે;
તો તો કોક વંઠેલાને વારે રે. વિચારી૦ ૧૦

## પદ ૨૩ મું.

હવે જુક્તિ જણાવું તુંને એક રે;
તેનો કરી જોજે તું વારૂ વિવેક રે. ટેક. ૧
જગત અસત છતાં લાગે સત રે;
એવી થઇ ગઇ ત્યારે કયમ મત રે ? હવે૦ ૨
મિથ્યાભૂત અજ્ઞાનથી એમ થાય રે;
જગતકેરી સત્યતા જણાય રે. હવે૦ ૩
જો ગુરૂ મળે ને કરે જ્ઞાન રે;
તો તો ખરી વસ્તુનું થાય તુંને ભાન રે. હવે૦ ૪
તુંને જાતે જણાઇ જાયે સર્વ રે;
પેરે પારખી કાઢે તું ગુણહીન ગર્વ રે. હવે૦ ૫
પછે તારો ભ્રમ ભાગી જાય ભાઇ રે;
સાચો જાણી જાય તું તો જદુરાઇ રે. હવે૦ ૬
ઘણામાં ઘણી રીતે અવિદ્યા જેહ રે;
અસત સ્વરૂપા છે નિઃસંદેહ રે. હવે૦ ૭

---

( ઝાંઝવાનું પાણી )જો તપાસીને જોવા જઇએ તો તે નાશ થઇ જાય છે અને એક વાર એ ઝાંઝવાનું પાણી સમજાયું એટલે ફરી તેને વિષે પાણીની બુદ્ધિ થતી નથી. ૮ બીજાં ઉદાહરણ: આકાશફૂલ ઇ૦.

તેનું કારણ છે આવું ભાઇ રે;
સત્ આત્માની સાહી એણે સગાઇ રે. હવે૦ ૮
તેથી જીવ લિંગ શરીરાદિક જાણ રે;
કલ્પના કલ્પવામાં આવી પ્રમાણ રે. હવે૦ ૯
અવિદ્યામાં છે એટલું જાણવા જેવું રે;
ધીર વીરને નથી કાંઇ લેવું દેવું રે. હવે૦ ૧૦

## પદ ૨૪ મું.

જણાવું જીવ ચૈતન્યકેરી હું વાત રે;
એ ઉપદેશ રાતે માનજે તું પ્રખ્યાત રે. ટેક. ૧
જ્યારે પંચીકરણાત્મક દેહકેરી રે;
કલ્પના સાચી માને છે તું ઘણેરી રે. જણાવું૦ ૨
ત્યારે તે દેહમાં ઉદય પામેલાં જેહ રે;
ઇંદ્રિયોતણાં દ્વારો દેખાય છે તેહ રે. જણાવું૦ ૩
અને વળી તન્માત્રાઓમાંથી ઉપજેલાં સાર રે;
બાહેરનાં પંચભૂતો અવિદ્યાર રે. જણાવું૦ ૪

---

૮ અવિદ્યા અસત્ છતાં સત્ રૂપે ભાસમાન કેમ થાય છે? સત્ ઈ૦—સત્ આત્માની સાથે એ સંબંધવાળી છે માટે.

૨ પંચીકરણાત્મકદેહ—આકાશાદિ પંચ ભૂતમાંથી અંશ વિભાગે કરીને થયેલો દેહ. કલ્પના—એ દેહ અવિદ્યાને વિષે કલ્પિત અહંકારના સત્વાદિ ત્રણ ગુણોવડે કલ્પાયલો છે, એની કલ્પના. ૩ ઇંદ્રિયો—શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા, પ્રાણ.

૪ તન્માત્રાઓ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ. ( ઇંદ્રિયોના અનુક્રમે તેમની આ તન્માત્રાઓ જાણવી ). બાહેરનાં પંચ ભૂતો—આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી.

એ શું સ્વરૂપથકી છે ભિન્ન રે;
નથી હું કહું છું તારે ન થવું દીન રે. જણાવું૦ ૫
તોપણ તુંને જણાશે જોનાર રે;
ભિન્ન જેવાં એ તો નિરધાર રે. જણાવું૦ ૬
એને માટે જોને તું વિચારી રે;
એક અંકુરને કરમાં ધારી રે. જણાવું૦ ૭
તેમાંથી શાખાઓ થાય છે અનેક રે;
તેમ ચૈતન્યવડે કરચ કલ્પનાનો વિવેક રે. જણાવું૦ ૮
એટલે આ સર્વ બ્રહ્માંડ જણાશે તેનાથી થયું રે;
તારૂં ભ્રમપણું નાશી કે'ન ગયું રે. જણાવું૦ ૯
ધીર ધણીની સમજ ધરચ ચંતે રે;
તેમાં તો તારે તરી જવાનું છે અંતે રે. જણાવું૦ ૧૦

## પદ ૨૫ મું.

એટલું તું મનથકી વિચારે રે;
ત્યાર પછે તારે સમજવું તું શું ધારે રે. ટેક. ૧
ઇંદ્રિય મન અને પ્રાણાદિક જેહ રે;
એ તો માંહ્યના પદાર્થ માન્યા છે નિઃસંદેહ રે. એટલું૦ ૨

---

૫ સ્વરૂપથકી—પોતાના દેહથી. ૬ તોપણ ઇ૦—તોપણ હે જોનાર! તને એ ભિન્ન જણાશે. ૭ એક છતાં જૂદાં કેમ જણાય છે તે અંકુર અને શાખાઓના દૃષ્ટાંતથી સમજાવે છે. એક ઇ૦.

૮ તેમ ઇ૦—તેમજ એક ચૈતન્યરૂપી અંકુરમાંથી જગતરૂપ અનેક શાખાઓ થઈ છે.

૨ પ્રાણાદિક—પ્રાણ, અપાન, ઉદાન, સમાન, વ્યાન, એ પાંચ; અને નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, અને ધનંજય, એ પાંચ; એમ બન્ને મળીને દશ. માંહ્યના—શરીરમાંના.

ઘટાદિક બાકી રહ્યા હવે જેહ રે;
તે બાહારના પદાર્થ નથી સંદેહ રે. એટલું૦ ૩
એવા નિશ્ચયને કમાયલો જે જીવ રે;
જે વીસરી ગયેલો સ્વરૂપી શિવ રે. એટલું૦ ૪
પછે વાસનાઓને ગ્રહણ કરે જે પ્રકારે રે;
તે વાસનાને તે દઢ કરવાનું ધારે રે. એટલું૦ ૫
એમ દઢમાં દઢ કરી મૂકે રે;
પછે કોનો ચૂકવ્યો નવ ચૂકે રે. એટલું૦ ૬
વિષયાદિક સંયોગગી થતું જે સુખ રે;
તે આત્માનંદવાળું જોગી કહે સુખ રે. એટલું૦ ૭
તોય જીવ તેને બાહારની વસ્તુ સાથે રે;
ઉત્પન્ન થતું માને છે ભ્રખ્યાતે રે. એટલું૦ ૮
એમ એ માની બેસે છે સાર રે;

---

૩ ઘટાદિક પદાર્થો બાહારના છે એમાં સંદેહ નથી, એવો અન્વય. ૫ વાસનાઓ— ( વિષયની ). ૭ વિષયાદિક પ્ર૦— રૂપાદિક વિષયથી જે સુખ થાય છે તે રૂપ વગેરે વિષયોમાં નથી, પણ આત્માને વિષે છે. કેમકે જો રૂપમાં સુખ રહ્યું હોત તો તે સહુ કોઇને સદાકાળ એક સરખું સુખકારક હોવું જોઈએ. પણ તેમ નથી; એક વિષયનું સુખ અમુક મનુષ્યને અમુક સમયેજ પ્રાપ્ત થાય છે અને તેજ વિષય તેજ મનુષ્યને બીજી ક્ષણે ઓછો સુખકારક થાય છે. માટે ખરૂં જોતાં એમ છે કે વિષયના સમાગમથી મનુષ્યનું મન જે ક્ષણે સ્થિર થાય છે તે ક્ષણે તેમાં આત્મા, જે સુખરૂપ છે, તેનું પ્રતિબિંબ પૂર્ણપણે ભાસે છે તેથી મનુષ્યને એવો અનુભવ થાય છે કે મને અમુક વિષયના યોગથી સુખ મળ્યું છે; કેમકે તેનું ખરૂં કારણ તે જાણતો નથી. આ ઉપરથી એમ સમજાય છે કે જો મન સદૈવ સ્થિર રહે તો તેને સદૈવ સુખનો અનુભવ થાય. વિષયસમાગમ માત્ર ક્ષણવાર મનને સ્થિર કરે છે, માટે વિષયસમાગમનું સુખ ક્ષણિક છે

પછે તુંને ખવડાવે છે ઘણેરો સાર રે. એટલું૦ ૯
ધીર સદ્‌ગુરૂથી સમજી જા તુંય રે;
ઓળખીશ વસ્તુ છે શુંયની શુંય રે. એટલું૦ ૧૦

## પદ ૨૬ મું.

હવે બેપણું જણાય કેવી પેર રે;
તે હું શીખવી દેઉં બેઠાં તને ઘેર રે. ટેક. ૧
વરશ્યો મેહ તો મૂશળધાર રે;
ત્યારે પેઠું ઝાડમાં પાણી તે વાર રે. હવે૦ ૨
પછે તેને પત્ર પુષ્પાદિની વિચિત્રતા લાગી રે;
તે જળને ઉદયતા એવી જાગી રે. હવે૦ ૩
એટલે એક રૂપ જળ હતું તે જાણ રે;
તોય બેપણું ધારણ કરનારૂં થયું નિર્વાણ રે. હવે૦ ૪
તેણી પેર હવે તું કરજે વિચાર રે;
સમજાવી દેઉંછું સાચો સાર રે. હવે૦ ૫
તારા સ્વરૂપનો સત્તા રૂપિયો જે રસ રે;
ઘટ પટ ભીંત આદિ રૂપ રસબસ રે. હવે૦ ૬
એમની વિચિત્રતાથી ઉદય પામી તેહ રે;
એક છતાં બે જેવું જણાયે એહ રે. હવે૦ ૭
એમ બેપણાનું રૂપ ધારણ કરે જાણ રે;
પછે તે કરવા માંડે કારમી હાણ રે. હવે૦ ૮

---

૬ સત્તા રૂપિયો—હોવાપણા રૂપી—આત્મા રૂપી. જેમ ઝાડ એક છતાં તેમાં જળ મળવાથી પત્ર પુષ્પાદિક વિચિત્રતા થઇને બેપણું ( અર્થાત્ અનેકપણું ) ભાસે છે, તેમ માયા એક છતાં તેમાં આત્મારૂપી રસ પડવાથી તે ઘટ, પટ, ભીંત, આદિક અનેકપણે ભાસે છે.

કોઇ ન મળે ચેતાવણહાર રે;
ત્યારે તો ખાય પછે બેઠો બેઠો માર રે. હવે૦ ૯
ધીર કોઇ સદ્દગુરૂ મળી જો આવે રે;
તો તો તેને હેલામાં ભેદ બતાવે રે. હવે૦ ૧૦

## પદ ૨૭ મું.

બ્રહ્મે બેપણું સંપાદ્યું છે કેઇ પેર રે;
તે હું તુંને જણાવી દેઉં કરી મે'ર રે. ટેક. ૧
એ સ્વયની સ્વય કલ્પનામાં કર્યું સમજવું રે;
મારૂં કે'વું માનીશ નવ તું નવું રે. બ્રહ્મે૦ ૨
જો તું વાદળનો કરીને વિચાર રે;
ઉનાળામાં સૂર્યરૂપે થઇ રહે સાર રે. ,, ૩
આવે વર્ષાદના દિવસ જે વાર રે;
ત્યારે મેઘરૂપ ધારે નિર્ધાર રે. ,, ૪
ત્યાર પૂઠે જળરૂપ ધારણ કરી સાર રે;
તે તો પેશી જાયે પૃથ્વી મોઝાર રે. ,, ૫
પછે અંકુરાદિકનું ધરી રહે રૂપ રે;
એવું એવું સ્વરૂપ છે અનુપ રે. ,, ૬
તેની પેરે કરચ આત્માનો વિચાર રે;
કાળકેરા ભેદને ચિત્તમાં ધારચ રે. ,, ૭

---

૧ બેપણું—દ્વૈત ( અર્થાત્ અનેકપણું ). ૨ સ્વયની ઇ૦—એ બેપણું પોતે પોતાની કલ્પનામાં કર્યું છે એમ સમજવું.

૩ દૃષ્ટાંત આપે છે: વાદળનો ઇ૦. ૭ સિદ્ધાંત કહે છે: તેની પેરે ઇ૦—તેની પેઠે આત્મા પણ જે જે પદાર્થને જુએ છે—ધારે છે, તે તે પદાર્થરૂપ થઇ જાય છે.

એને લીધે જે જે પદાર્થ એ નિરખે રે;
તે તે રૂપ થઇ જાય ને હરખે રે. બ્રહ્મ૦ ૮
એવા એવા કરી જો વિચાર રે;
લાધે ગુરૂગમ તો પામીશ પાર રે. ,, ૯
આત્મબોધની વાતો છે અથાગ રે;
ધિંગડમલ ધીરનો ખીલવ્યો જેણે બાગ રે. ,, ૧૦

---

## જ્ઞાનકક્કો.

### કાફી ૧ લી.

કક્કા કારમી કાયા રે, ગુરૂપરતાપે મળી;
પૂર્વનાં તુજ પુણ્યે રે, ભાગ્ય તારા માંહી ભળી. ટેક. ૧
ભાગ્ય તારૂં ભાઇ શું રે વખાણું, ગુરૂ મળ્યા ગુણવાન;
ગરવા ગુરૂજી ગોવિંદ જેવા, જાણે વેદશાસ્ત્રનું માન,
જ્ઞાનમાં સંપૂરણ રે, જોઇ મારી તૃષ્ણા ટળી. કક્કા૦ ૨
આનંદ રૂપ અવિનાશી પોતે, અખિલ બ્રહ્માંડના ભૂપ;
મન વાણી જેનો પાર ન પામે, એવા ગુરૂમાં થયો તદ્રૂપ,
સ્વરૂપ ત્યારે દાખ્યું રે, સેવા સાચી તારી ફળી. કક્કા૦ ૩
મનુષ્ય દેહ મોંઘો મણિ મળિયો, ઢંકાયો હતો ધૂળમાંય;
સદ્‌ગુરૂ ઝવેરીને તે જડિયો, તારૂં પારખું કીધું ત્યાંય,
જ્યાંય ઓપ દીધો રે, જ્યોતિ રહી જળહળી. કક્કા૦ ૪
કોડીનો હતો તે લાખનો કરિયો, એ ગુરૂજીનો પરતાપ;
આપ સમાન કર્યો અઘ ટાળી, કોણ ભૂલે એ ગુરૂજીનો જાપ !

---

૪ ઓપ—( જ્ઞાન રૂપી ).

ાપ ગયા ધીરા રે, કક્કા કાય શાતા વળી. કક્કા૦ ૫

## કાફી ૨ જી.

ખખ્ખા ખારૂં લાગે રે, ખરૂં કહેતાં તુજને;
પાર નહિ પામુ રે, જાણ્યા વિના જે છે કને. ટેક. ૧
કનેનો જાણે કારજ થાશે, દૂરનો જાણતાં થાશે દુઃખ;
સુખ સમજી તું દૂર દોડીશ પણ, આખર રહેશે અસુખ,
ભૂખ નવ ભાગે રે, ભટકે ભવફેરે વને. ખખ્ખા૦ ૨
કેડમાં બાળક હોય તથાપિ, ખોળે શેરીમાં ફૂવડનાર;
ક્યાંથી એ બાળ એને જડવાનું, ભાઇ તેનો કરો વિચાર,
પાસેનો છે પાસે રે, વિચારીને જુઓ મને. ખખ્ખા૦ ૩
મૂરખ હોય તે વિચાર કરે નહિ, ધાય આમ ને તેમ;
અમૂલક હીરો હાથે ચઢ્યો હોય, અજ્ઞાનીને જેમ,
કેમ તે વટાવે રે, ધ્યાન ધરે ક્યાંથી ધને. ખખ્ખા૦ ૪
સક્કરખોરને સાકર ભાવે, ગધાને ફૂડા ફૂશકા સાર;
તેમ જ્ઞાનીને અદ્વૈત છે સાકર, અજ્ઞાનીને રહે અંધકાર,
ધીર કાર જાશે રે, ખખ્ખા ખરૂં ભાખું તને. ખખ્ખા૦ ૫

## કાફી ૩ જી.

ગગ્ગા ગર્વને તજીને રે, જ્ઞાની તારે થાવું;

---

૫ અઘ—પાપ. ગુરૂથકી તને જ્ઞાન થશે માટે ગુરૂને ભજ, એ આ કાફીનું તાત્પર્ય છે.

૧ જે છે કને—જે સદા પાસે છે—આત્મા. ૫ કાર—કારવા—વિકાર. આત્મા સર્વત્ર છે માટે તેને સદા પ્રાપ્ત માની તૃપ્ત રહેવું, એ આ કાફીનું તાત્પર્ય છે.

અહંકાર રોગ ઉપર રે, ઓખધ રૂડું ખાવું. ટેક. ૧
અસાધ્ય રોગ એ વ્યાપી ગયો છે, સદ્ગુરૂ વૈદને ગોતો સાર;
વગર પૈસે દવા દારૂ આપે, તારા રોગનો પામી પાર,
વાર નવ લાગે રે, એવા વૈદઘેર જાવું. ગગ્ગા૦ ૨
અહંકાર વાઘ વકરાઇ ગયો છે, તે કોથી વશ નવ થાય;
જ્ઞાની ધ્યાની પંડિત પૂરા, જે આવે તેને વિડારી ખાય,
હાય ! એ મસ્તાનો રે, તેના સામું ધાવું. ગગ્ગા૦ ૩
સનમુખ થાવું સાધન રાખી, શિકારીનું કરવા કામ;
દાવ આવ્યેથી ચોટ લગાવી, મૂકાવવી સહુ મામ,
હામ એવી ધરવી રે, (જો) શીખ મુજ મન લાવું. ગગ્ગા૦ ૪
શીખામણ એ મારી ઉર ધારી, તજય તન મનથી ગુમાન;
માન અપમાન સમાન ગણી, નમ્રતાનું ધરવું તાન,
ગાન ધીર ધણીનું રે, ગગ્ગા નિશદિન ગાવું. ગગ્ગા૦ ૫

## કાફી ૪ થી.

ધધ્ધા ઘટ તારો રે, મિથ્યા મારો મારો કહે;
મળમૂત્રે ભરેલો રે, તેમાં મોહ ધારી રહે. ટેક. ૧
ઘડીમાંહે પુષ્ટ એ થાયે, ઘડીમાં દૂબળો જાણ;
ઘડીમાં એને ટાઢ બહુ વાયે, ઘડીમાં તાપ પ્રમાણ,
ઘડીમાં ઘવાયજ રે, ઘડીમાંહે અગનિ દહે. ધધ્ધા૦ ૨
ઘડીમાં તીર લાગતું તાતું, ઘડીમાં લાગે તરવાર;

---

૨ અસાધ્ય—ન મટે એવો. અહંકાર એજ અજ્ઞાનનું કારણ છે એમ જાણી, તેને તજવાનો આદર કરવો, એ આ કાફીનું તાત્પર્ય છે. ૧ ઘટ—(દેહરૂપી).

ઘડીમાં રૂપ કરૂપ થઇ જાતો, તેને મારો મારો કહે ગમાર,
નથી થવાનો તારો રે, સત્ય વાણ તું તો લહે. ઘધ્ધા૦ ૩
યૌવનમાં તું એમ જાણે છે, નથી આવવાની ઊની આંચ;
અજર અમર એ દેહને સમજી, નાખ્યો પાપની ગાઢી ઘાંચ,
ઘડપણમાં થયો ઘેલો રે, સમજ વેહેતે પૂરે વહે. ઘધ્ધા૦ ૪
જુવાનીમાં દેહકેરી પ્રીતિ તજ્ય, કરચ સદ્ગુરૂનો સંગ;
મિથ્યા દેહનો મમત મૂકાવી, લગાડે આત્મારામશુ રંગ,
ધીર દંગ થાયે રે, ઘધ્ધા ઘટ જ્ઞાન ગ્રહે. ઘધ્ધા૦ ૫

## કાફી ૫ મી.

નન્ના નથી તારી રે, નારી મારી મારી કરે;
અંતે દુઃખ દેનારી રે, મોહકેરી જાળ ખરે. ટેક. ૧
કામડાકેરી પૂતળી બનાવી, ઉપર કાગળ મઢિયો સાર;
શોભીતીને સુંદર કીધી, બાળકનું મન હરનાર,
તાર બાંધી નચાવે રે, તેણે ગાંડું ઘેલું ફરે. નન્ના૦ ૨
તેમ હાડ માંસની નારી પૂતળી, ઉપર મઢિયું ચર્મ;
શોભીતી ને સુંદર દીઠી, અજ્ઞાની મોહ્યો માની મર્મ,
ધર્મ જેણે ખોયા રે, તે તો કહો ક્યાંથી તરે? નન્ના૦ ૩
કામણગારી કામણ કરતી, મારતી મોહનાં બાણ;
મૂરખ એમાં મોહી રહ્યો તું, માને હીરાની ખાણ,
હાણ અંતે થાશે રે, મિથ્યા નારીને તું વરે. નન્ના૦ ૪
નારી તજીને નટવરવરનો, કરચ તું સંગ આ વાર;

---

૫ ઘટ—ઘટમાં (મનમાં). દેહ વિકારવંત અને જ્યારે ત્યારે નાશ પામવાનો છે એમ જાણી દેહ ઉપરની પ્રીતી તજી દેવી, એ આ કાફીનું તાત્પર્ય છે.

સદ્ગુરૂ સાન બતાવે સારી, પામે ભવજળનો પાર,
ધીરે ધરી ધારણ રે, તજી નગ્ના નારી ખરે. નગ્ના૦ ૫

## કાફી ૬ ઠ્ઠી.

ચચ્ચા ચિત્ત તારૂં રે, ચંચળ અતિ લહેવાયે;
ચિંતા તુંજને કરતું રે, તૃષ્ણામાં તાણી જાયે. ટેક. ૧
તૃષ્ણાકેરો સમુદ્ર ભરિયો, પાર ન પામે કોય;
અનેક તરંગ એમાં ઊઠે એ તો, ચિત્તની ચપળતા હોય,
વિરલા એવા કોકજ રે, સ્થિર કરવા ચા'યે. ચચ્ચા૦ ૨
ચિત્તરૂપી પિશાચ છે મોટો, વશ કદી નવ થાય;
વશ કરવાનાં સાધન જે જે કરૂં, તે સહુ મિથ્યા જાય,
એવો એ છે પાપી રે, વજ્રથી કઠણ કાયે. ચચ્ચા૦ ૩
જો ચિત્ત તારૂં સ્થિર થાયે તો, સારે સઘળો અર્થ;
માનવ જન્મ સફળ થાયે તારો, નવ વાજ આવે તું વ્યર્થ,
ગર્થ મળે સાચો રે, આત્મારામ ઓળખાયે. ચચ્ચા૦ ૪
ધીર સ્થિર થાય ન એવું ચિત્ત, સ્થિર કરવું નિર્વાણ;
એની વૃત્તિ પ્રમાણે ચાલતાં, નક્કી થાશે હાણ,
માન ધીર વીરનું રે, ચચ્ચા ચિત્ત સ્થિર થાયે. ચચ્ચા૦ ૫

---

૫ સ્ત્રી આદિક મોહનાં સ્થાન છે માટે તેને વિષે અસારપણાનો વિચાર કરીને મોહને અને મોહનાં સ્થાનને છોડી દેવાં, એ આ કાફીનું રહસ્ય છે.

૧ ચિત્ત અસ્થિર હોય છે ત્યારે, અસ્થિર પાણીમાં જેમ લેહેરો ઉઠે છે તેમ, ચિત્તમાં તૃષ્ણાદિક વિકાર પ્રકટે છે, માટે તે ચિત્તને સ્થિર કરવું— પોતાને વશ કરવું એ આત્મજ્ઞાનનું કે મોક્ષનું પરમ સાધન છે, એ આ કાફીનું તાત્પર્ય છે.

## કાફી ૭ મી.

છછ્છા છળ કપટથી રે, દૂર સદા વસવું;
પ્રીતિ કરવી પૂરણ રે, પ્રભુથી દૂર નવ ખસવું. ટેક. ૧
પ્રાણજીવનમાં પ્રીતિ કરવી, જે ઘટભીંતર માંય;
અખંડાનંદ અવિનાશી પોતે, તેની ઝાલવી બાંય,
બાકી સહુ જૂઠું રે, સત્યથકી નવ ચસવું. છછ્છા૦ ૨
મિથ્યા વાણી મૂરખજન બોલે, તેનો ન કરવો સંગ;
સત્યવાણી સદ્દગુરૂજીકેરી, તેશુ લગાડવો રંગ,
ઢંગ રૂડા ધારી રે, સત્ય કસોટીએ કસવું. છછ્છા૦ ૩
એકને જોઇ બીજું ભસતું, એમ અનેક શ્વાન ભસે પ્રમાણ;
ભસે પણ કાટે નહિ તેવી, જાણ્ય મૂરખની વાણ,
ડાહ્યા થઇ દિલથી રે, ભાષણ એવું નવ ભસવું. છછ્છા૦ ૪
સાધુ જનની સંગત કરવી, સદ્દગુરૂના ધારી ચરણ;
સાધુસંગથી ધીર ધણી રીઝે તો, પમાડે અશરણશરણ,
મરણભય ભાગે રે, છછ્છા છોગાળે ધસવું. છછ્છા૦ ૫

## કાફી ૮ મી.

જજ્જા જુવાનીનું ઝાઝું રે, જોર વ્યાપ્યું ઉરમાંહી;
તેણે થયું અંધારૂં રે, અંતરમાં જ્યાંહી ત્યાંહી. ટેક. ૧
જુવાનીમાં મદનમદિરા, પીને થયો તું મસ્ત;
મનમાં આવે તેમ બકવા કરેછે, જગત લહે ઉદવસ્ત,

---

૫ અશરણશરણ—જેને કોઇ શરણે રાખનાર ન હોય તેને શરણે રાખનાર—હરિ. સત્ય બોલવાનો નિયમ રાખવાથી મન વશ થાય છે તથા સત્સંગતથી એ નિયમ દૃઢ થાય છે, માટે સત્ય તથા સત્સગતિનો આદર કરવો. એ આ કાફીનું તાત્પર્ય છે.

સમસ્ત ધન જાશે રે, રોઇશ હાય હાય કહી! જજ્જા૦ ૨
સુદર રૂપ સમારી રાખે, ઉપર ઉપરથી વેશ્યા નાર;
તેને મૂરખ મોહિની માની, સુખ પામવા કરે વિચાર,
એવી જુવાની તારી રે, ઠાઠમાઠે સારી સહી. જજ્જા૦ ૩
ઘરની નારી ઘણી રૂપાળી, તોય મૂરખ અન્ય મન ચા'ય;
ઘરની નારીથી સુખ નવ પામ્યો, તો અન્યથી ક્યાંથી પમાય!
વિચારય એવું અંતર રે, જુવાની જાશે કાલે વહી! જજ્જા૦ ૪
જુવાની વહી જાશે કાલે, પસ્તાઇશ ઘણો મનમાંય;
માટે ચેતી ચાલ્ય તું મૂરખ, દુઃખ સહુ દૂર પળાય,
ધીર ધારણ ધરય ધણીની રે, જજ્જા જુવાનીમાં સહી. જજ્જા૦ ૫

## કાફી ૯ મી.

ઝઝ્ઝા ઝટપટ જાવું રે, જગત છોડી તારે;
મરવું નિશ્ચે જાણો રે, જીવવું જૂઠું ધારે. ટેક. ૧
કાળચક્ર ફરે શિર ઉપર, લેશે પ્રાણ તારા એક વાર;
નિરધાર તેનો નક્કી નથી ભાઇ, માટે ભજ કિરતાર,
ભય ભાગી જાયે રે, મરણકેરો ભારે. ઝઝ્ઝા૦ ૨
વીજળીના ઝળકારા જેવું, કાળચક્ર નિરવાણ;
ક્યારે પડે ક્યારે નાશ કરે, તેનું કોઈ ન કરે પ્રમાણ,
માટે ચેતી ચાલો રે, તો સદ્ગુરૂ ચઢે વા'રે. ઝઝ્ઝા૦ ૩
કાળે મોટા છોટાને ખાધા, ખાશે તુજને નિરધાર;
જેની મૂછોપર લીંબુ ઠરતાં, તેની કોઇએ ન કીધી સાર,

---

૨ મદનમદિરા—કામરૂપી દારૂ. ઉદવસ્ત—ઉજડ. જુવાનીમાં કામાદિક વિકારો પ્રબળ થાય છે માટે તે વખતે સાવધ થઇને મનને કબજે રાખી કામાદિ વિકારોને જીતવા. એ આ કાફીનો ઉપદેશ છે. ૩ વાહારે—મદદે.

વા'ર નવ કીધી રે, પત્ની પુત્ર અતિ પ્યારે. ઝઝઝા૦ ૪
કાળનું પ્રમાણ નથી ધીરા, વીરા કરો વિચાર;
ઝપટ લેઇને ઝપેટી લેશે, કાળ એવો છે કરાળ,
ધીરે વશ કીધો રે, ઝઝઝા ગુરૂગમ સારે. ઝઝઝા૦ ૫

## કાફી ૧૦ મી.

ટટ્ટા ટેક ધરવો રે, શ્રીહરિ નામતણો;
ટેક તારો નભાવે રે, ગુરૂવર ગરવો ઘણો. ટેક. ૧
માંખ બેસે તો નાક તું કાપે, સંસારકારજ માટ;
એવો ટેક તું રાખ્ય પ્રભુમાં, તજી અંતરથી ઉચ્ચાટ,
ઘાટ ત્યારે જામે રે, સાચા સંતે શિષ્ય ગણ્યો. ટટ્ટા૦ ૨
ઘડા જેટલું મસ્તક જાજો પણ, ચણા જેટલું જાશો ન નાક;
ડાહ્યા જન તો એમ ભણેછે, નથી એમાં તારો વાંક,
રાંક નવ થાવું રે, સત્ય શિર સાટે ભણો. ટટ્ટા૦ ૩
આત્મારામશુ રંગ લગાડવો, દ્વૈતભાવથી ખસવું દૂર;
એ ટેક અમારી અચળ છે ભાઇ, તે ટળે નહિ એવા અમે શૂર,
ક્રૂર કામ કાચું રે, પ્રભુ સાથે તદ્રૂપ બણો. ટટ્ટા૦ ૪
સદ્ગુરૂ નામની ટેક ઝાલી અમે, પામવા ભવજળ પાર;
અખંડાનંદ અવિનાશી ભેટતાં, આનંદ ઉર અપાર,

---

૫ ગુરૂગમ ઇ૦—ગુરૂ પાસેથી સારી ગમ પડવાથી. મરણ જરૂર થશે, પણ તે ક્યારે થશે તેનો નિર્ણય થઈ શકતો નથી માટે હમણાજ ગુરૂને શરણે જવું તથા હરિ ભજવા, એ આ કાફીનો ઉપદેશ છે.

૪ દ્વૈતભાવથી—અર્થાત માયાના પ્રસારથી. ક્રૂર ઇ૦—એ વિના બીજી જગોએ શૂરાતન દાખવવું એ તો ક્રૂર અને કાચું કામ છે. દૃઢતાપૂર્વક ટેક રાખવાથી મન જીતાય છે અને ધાર્યું કામ પાર પાડી શકાય છે માટે તેવો ટેક મોક્ષ મેળવવાને માટે પણ રાખવો, એ આ કાફીનો ઉપદેશ છે.

ધીરે રૂડો ધાર્યો રે, ટટ્ટા ટેક ભક્તિતણો. ટટ્ટા૦ ૫

## કાફી ૧૧ મી.

ઠઠ્ઠા ઠાવકું કરવા રે, ઠાઠ તો ઠીક મચાવ્યો;
(સંત)ઠોકી ઠોકી કહેતા રે, તે નાદ ઉર નવ આવ્યો. ટેક. ૧
ઠીકાઠીક તો લાગે સારૂં, અઠીક દેખી અકળાય;
હાયવરાળ કરે મનમાની, તેમાં તારૂં ધાર્યું નવ થાય,
ભૂલે ભવ આવી રે, ભકતપણે નવ ભાવ્યો. ઠઠ્ઠા૦ ૨
ઠાઠમાઠ કરી ઠીક ફર્યો તું, ઠઠ્ઠાબાજી ખેલ્યો અનેક;
પાજી હતો પણ ગાજી તું કહેતો, વિસરી તન મનથી વિવેક,
ઠરવાનો નથી ઠામે રે, કહેને સાથે શું લાવ્યો. ઠઠ્ઠા૦ ૩
જેવો આવ્યો તેવો તું તો જવાનો, કોડી નહિ આવે સાથ;
સર્વે તારૂં ઉતારીને લેશે, દબાવી દાબશે હાથ,
ઠાઠ રહેશે ઠાલા રે, મિથ્યા મોટો કહાવ્યો. ઠઠ્ઠા૦ ૪
તારૂં તને કાંઈ નવ સમજાયે, તો જોઇ કોકનું કરજે વિચાર;
જાવાનું તે તો જાવાનું નિશ્ચે, ભાગી નાખશે જમડા ભાર,
ધીર ઠાઠ ઠાવકો રે, ઠઠ્ઠાને જશે નહિ ભાવ્યો. ઠઠ્ઠા૦ ૫

## કાફી ૧૨ મી.

ડહુંા ડો'ળે શું ડહાપણ રે, ડાહ્યો ડાહ્યો થઇ આજે;
ડાહ્યા ડૂલ્યા કેટલા રે, તે તું જોઇ નવ લાજે. ટેક. ૧

---

૨ ભૂલે ઇ૦—તું ભવમાં આવીને ભૂલે છે. શી રીતે ભૂલે છે તે કહે છે: ભકતપણે ઇ૦–તું ભકતપણે કોઇને ભાવ્યો નહિ.

૪ દબાવી ઇ૦—સારી રીતે દબાવીને—ભીડમાં રાખીને હાથને દબાવશે ( ચિતા ઉપર ).

ડહાપણના દરિયાવ હતા તે, ડૂબી ગયા દુનિયાની માંય;
ડહાપણ તેનું કાંઇ કામ ન આવ્યું, જમડાએ ઝાલ્યા જ્યાંય,
દિદારકેરૂં ડહાપણ રે, જાણે તે તો રાજે. ડ઼ડ્ડા૦ ૨
ડાહ્યા થઇ ડહાપણ એવું કીધું, કઢાવ્યું ઘણાનું નસંતાન;
મોટી મોટી મહિલાકેરાં તો, મૂકાવિયાં મૂર્ખ ! માન,
ડહાપણ ડૂલ્યું તારૂં રે, ન બાંધી પુણ્યની પાજે. ડ઼ડ્ડા૦ ૩
નહિ ડાહ્યા તે પણ મરવાના, ડાહ્યા અમર નથી કોઇ જાણ;
તો ડહાપણમાં શે ડોલો ભાઇ, કંઇક મીંચી જુઓ પ્રમાણ,
લા'ણ નથી લેવું રે, વગોવાઇ આવો વાજે. ડ઼ડ્ડા૦ ૪
અહીં તો ડહાપણ તારૂં ચાલશે, તહીં નભશે નહિ તલભાર;
હું ડાહ્યો હતો માટે મૂકજો મુજને, તે તો જમડા ન માને લગાર,
ધીર ડૂબી જાશો રે, ડડ્ડા ડહાપણ દાઝે. ડ઼ડ્ડા૦ ૫

## કાફી ૧૩ મી.

ઢઢ્ઢા ઢોંગ મચાવી રે, બેઠો આ શો ભાઇ !
ઢીલ નવ કરશે રે, કોપે જ્યારે જમરાઇ. ટેક. ૧
ઢોંગીને તો ઢબૂડશે પહેલાં, કહેશે કૃત્ય તારાં જણાવ્ય;
તેને લેખું તમે કેઇપેર દેશો, કહેશે ગુણ અવગુણ ગણાવ્ય,
ઢોંગ નથી ગુણમાં રે, મરજો જોઇ ધાઇ. ઢઢ્ઢા૦ ૨
ઢોંગ કરતાં લાગશે તને સારૂં, સોંગ પાલટીશ અનેક;

---

૨ દિદારકેરૂં ઇ૦—જે આત્મસ્વરૂપનો દિદાર કરવાનું (દર્શન કરવાનું) ડહાપણ કરે તેજ રાજે—શોભે છે. દાઝે—બળે. સંસારવ્યવહારમાં કુશળતા, એજ ખરી કુશળતા નથી, કેમકે એથી અમુકતું આત્યંતિક હિત થતું નથી; પણ મોક્ષ મેળવવામાં કુશળતા એજ ખરી કુશળતા છે, એ આ કાફીનું તાત્પર્ય છે. ૨ ઢબૂડશે—ટીપશે—મારશે, કે ઢાંકી દેશે. ઢોંગ ઇ૦—ઢોંગની ગણના કાંઇ ગુણમાં થતી નથી.

ભોળી દુનિયા તો ઘણી ઠગાશે, વિવેકી જન કરશે વિવેક,
માર ખાઇશ મેલા રે, તર તું ગોવિંદ ગાઇ. ઢંઙ્ગી૦ ૩
ઢોંગ કરી ધન જે તેં મેળવિયું, તે આવે ન તારે કાજ,
મરતી વખત સર્વે તુંને સાલે, તારૂં કૃત્ય કહેતાં આવે તને લાજ,
ન કર એવું કારજ રે, ગુરૂચરણ લે સાઇ. ઢંઙ્ગી૦ ૪
ગુરૂકનેથી જ્ઞાન પામે તો, ઢોંગ કરીશ નવ તુંય;
ઢોંગ કરીશ તો ઢેપાની પેરે, અકળાઇ મરીશ કહું હુંય,
ધીરે તો ઢોંગ તજિયો રે, ઢંઙ્ગી ઢોલી કમાઇ. ઢંઙ્ગી૦ ૫

## કાફી ૧૪ મી.

રેણાનો રણકારો રે, બોલતાં તો બાધ કરે;
તાણી જુઓ પાંખિયાં રે, ત્રણ થાય ત્યારે તરે. ટેક. ૧
એવો રેણો શીખી રણ જાવું, રાઢય કરવી અનેક;
જયમ ત્યમ તો કાઢી નવ શકતો, ખવરાવી માર મૂકાવે ટેક,
ભેખ લજાવે રે, ધ્યાન એનું કોણ ધરે. રેણાંનો૦ ૨

---

૩ સોંગ–વેપ. પાલટીશ–ફેરફાર કરીશ. વિવેકકરશે–ખરૂં ખોટું પારખી કાઢશે. ૫ ઢીલી ઇ૦—કેમકે ઢોંગની કમાઇ ઢીલી છે—મજબૂત નથી—અસ્થિર છે. દંભ તજવો, એવો આ કાફીમાં ઉપદેશ છે.

૨ રેણાનો ઇ૦—'ણ' અક્ષરને ધીરાએ લોકો બોલે છે તે પ્રમાણે ' રેણો ' કહ્યો છે. એ અક્ષર શબ્દમાં આદિ હોતો નથી, અને જો માગધી આદિ ભાષામાં કદાચ આદિ ણકાર આવે છે તો તેનો ઉચ્ચાર સેહેલાઇથી થતો નથી માટે ધીરો કહે છે કે, ણ અક્ષર રણકારા જેવા અવાજવાળો છે તથા તે બોલતાં બાધ કરે છે. તે લખવામાં પણ ત્રણ પાંખાં કરવાં પડે છે. અર્થાત્ ત્રણ પાંખાં મળીને એક 'ણ' અક્ષર થાય છે. એ ઉપરથી એમ સૂચવ્યું છે કે જીવ, ઇશ્વર, માયા, એ ત્રણે જૂદાં છતાં એક બ્રહ્મનાંજ

વેરાગીઓ તો વાંકડાં એવાં, તિલક તાણેછે ભાળ;
રેણાની તો રાઢચમાં રહેતા, જેનું જોઇ શીખે નાનાં બાળ,
અધ્યારૂ તો કહેતા રે, વેરાગીનું તિલક કરે. રેણાનો૦ ૩
રેણાએ એમ રંગે લગાડચા, વેરાગીને વંઠાવી;
શીખનારને ઘણા શરમાવ્યા, રેણાએ રાઢચ મચાવી,
સદ્‌ગુરૂ મળે ત્યારે રે, રેણો શીખી ઠામે ઠરે. રેણાનો૦ ૪
એવા સદ્‌ગુરૂ ક્યાં મળી આવે, શીખવે રેણાની ત્રણ પાન;
સાચો શિષ્ય જો શીખી જાયે તો, ફરે આ ભવમાં બેશી વિમાન,
ધીર રેણો રંગીલો રે, રેણો તે તો રેણો ખરે. રેણાનો૦ ૫

## કાફી ૧૫ મી.

તત્તા તાજી તરૂણી રે, ગોઠે તુજને સારી;
આવે તાણ તેની રે, ખેંચી બૂડાડે ધારી. ટેક. ૧
આ ભવજળમાં ભામિનીએ તો, ભમાવ્યા ઘણા જન;
તાજી તનની ઝાંખી તો બતાવી, મેલાં કર્યાં ઘણાંનાં મન,
સમજે તેને સાચું રે, ન સમજે તેને ભારી. તત્તા૦ ૨
એવી તાજી તારૂણીનાં તન કંઇ તૂટચાં, છૂટચા છેલડીના છળભેદ;
તત્તા તેનો તું વિચાર તો કરજે, હારી થાકયા કહી કહી વેદ,
મારે નથી કહેવાનું રે, છે અલ્પ મતિ મારી. તત્તા૦ ૩
તાજાપણું તૂટી જ્યારે જાશે, ત્યારે પસ્તાશો તું મૂઢ;

---

૩૫ છે. એટલે એ ત્રણે એક છે એમ જાણવામાં આવે ત્યારેજ મનુષ્ય તરે છે—તેને મુક્તિ મળે છે. રણ જાવું—અર્થાત્ વ્યવહારમાં પ્રવૃત્ત થવું

૩ વાંકડાં એવાં—'ણ'ના આકારનાં. અધ્યારૂ ૪૦—બાળકને શીખવતાં અધ્યારૂ કહે છે કે વેરાગીના ટીલા જેવો 'ણ' કાઢચ. ૨ ઝાંખી બતાવી—દર્શન કરાવ્યું.

એવી તાજી ભક્તિનો ભાવ ધરીશ તો, ગતિ સમજી જઇશ તું ગૂઢ,
ભ્રમ જશે ભાગી રે, નહિ ઘા લાગે કારી. તત્તા૦ ૪
સદ્ગુરૂકેરી તાજી સેવા તું, તન દેઇ કરીશ નિર્વાણ;
તો તો તરી જઇશ આ ભવસાગર, મિથ્યા નથી મારી આ વાણ,
ધીર તરૂણી તાજી રે, તત્તા નથી એ તારી. તત્તા૦ ૫

## કાફી ૧૬ મી.

થથ્થા થોરીવાળી રે, વાડચો વાટડીએ આવે;
કાંટા મહાકારમા રે, વાગે તે તુંને નવ ભાવે. ટેક. ૧
થોર તો ફાફડાવાળા નિહાળે, કાંટાની લંબાઇ નવ કહેવાય;
અણી તો તેની અતિશે તીખી, તળી પડી તોયે ન સહેવાય,
લાગે જ્યારે કાંટો રે, ત્યારે તું દુઃખી કહાવે. થથ્થા૦ ૨
થોરતણા તે કાંટા ત્યાં, કોહી ગયલા જોશો અપાર;
નહિ દેખાય તેવા તને તો લાગે, તેનો કરી જોજે કંઇક વિચાર,
જમવાની નથી થાળો રે, દબાઇ જશો ત્યાં દાવે. થથ્થા૦ ૩
તારૂં સગું કોઇ કામ નહિ આવે, દુઃખીઆરો દેખશે તોય;
કટોકટ કાંટા વાગશે તુજને, સમજ શીખામણ મારી સોય,
બચીશ નહિ દુઃખથી રે, લાડ કોઇ નહિ લાવે. થથ્થા૦ ૪
સદ્ગુરૂનું સ્મરણકર્યું હશે તો, તુંને મૂકાવશે તેણી વાર;
કાંટા લાગ્યા તારા કાઢી કરીને, મારશે જમને પેંજાર,
ધીર ધરચ ધ્યાનમાં રે, થથ્થા દુઃખી નવ થાવે. થથ્થા૦ ૫

---

૧ થથ્થા ઇ૦—સંસારનાં કાર્યો એ થોરીવાળી વાડચો છે. તથા દુઃખ, સંકટ, વિયોગ વગેરે તેના કાંટા છે, એ તાત્પર્ય.

૨ તળી પડી—પગનું તળિયું કઠણ થયું છે. સંસારના વિષયો દુઃખપ્રદ છે, એ આ કાફીનું તાત્પર્ય છે.

## કાફી ૧૭ મી.

દદ્દા દોડી દોડીને રે, પગ ભરાશે તારા;
દુઃખશે દિન બીજે રે, શ્રમ લાગશે આકારા. ટેક. ૧
ધીમે ધીમે ચાલવાનું તુજને, સાંભરી આવશે સાર;
દોડચાથકી દૂણું દુઃખ થાશે, કરી જો તું કાંઇક વિચાર,
દોડચામાં ઘણા દૂલ્યા રે, બોધ માન્ય તું મારા. દદ્દા૦ ૨
જે કારજ ધીમે ધીમે તો થાયે, તે દોડતાં થાય ન જાણ;
દોડવું હોય તો દોડચ ગુરૂ આગે, જેથી ટળી જાય તારી હાણ,
ખરેખરૂં કહું છું રે, પડશો નિકર નોધારા. દદ્દા૦ ૩
દોડતાં તો તુંને શ્વાસજ ચઢશે, રોગ થાશે ઉત્પન્ન;
સદ્ગુરૂ આગળ જો દોડચો તો, તે તર્ત ત્યાં થાશે પ્રસન્ન,
મટાડી દેશે દુઃખજ રે, ભલે ભર્યા હોય ભારા! દદ્દા૦ ૪
દુનિયામાંહી દોડતો ફર્યો તો, અકળાઇશ વાર અનેક;
કોઇ સહાય કરશે નહિ તુજને, વીસરી જઇશ વારૂ વિવેક,
ધીર કામ ન આવે રે, દદ્દા સુત કે દારા. દદ્દા૦ ૫

## કાફી ૧૮ મી.

ધદ્ધા ધણી થઇને રે, કમાયો તું શું માને;
ગાંડો થઇને ગવાયો રે, ગુણકાકેરે તો ગાને. ટેક. ૧
ધણીઆપાનું તો આ ઘર મારૂં, એમ કહી છાતી કૂટતો છેક;

---

૧ દોડી દોડીને—સંસારી કાર્યોમાં યત્નશીળ થઇ થઈને. ૫ દારા—સ્ત્રી. સંસારી કાર્યોમાં મોટા મોટા યત્ન કરવા કરતાં ગુરૂના ઉપદેશને અનુસરીને યત્ન કરવાથી કલ્યાણ છે, એ આ કાફીનું તાત્પર્ય છે.

૧ ઘર, જમીન, પુત્ર, વગેરે ઉપર જે મમતા રાખવામાં આવે છે તે કેવળ મોહમાત્ર છે માટે તેવી મમતા તજી દેવી, એ આ કાફીની મતલબ છે.

આગ લાગીને બળી ગયું ત્યારે, ધણીઆપાનો ભૂલ્યો વિવેક,
ધીરજ ગઇ તૂટી રે, રડવડતો રહ્યો રાને. ધદ્ધા૦ ૨
આ પુત્ર તો મારો છે પોતાનો, આ તો ભાઇતણો નિર્વાણ;
તારો સુત જમડા લઇ ચાલ્યા, ગયા ઉડી પલકમાં પ્રાણ,
હાણ થઇ હેલામાં રે, બચ્યો નવ કરચે દાને. ધદ્ધા૦ ૩
મેં તો જમીન સંપડાવી છે મારી, જે અક્ષય છે રહેનાર;
કોક હાકેમે છીનાવી લીધી તે, એમ ગયાં તારાં ઘરબાર,
કહે ધણીઆપું શેનું રે, હજી આવ્ય તું ભાને. ધદ્ધા૦ ૪
કોઈ ઉપર કોઇનું નથી ભાઇ, ધણીઆપું તો તલભાર;
મિથ્યા માયાની રમત છે એ તો, મારૂં મારૂં કરી ખવડાવે માર,
ધીરે ધરી ધારણ રે, ધદ્ધા ધરી જો ધ્યાને. ધદ્ધા૦ ૫

## કાફી ૧૯ મી.

પપ્પા પુરૂષ મોઢો રે, પ્રકૃતિ તો નારી તેની;
ઝલે જગતની જે જે રે, ઉત્પત્તિ એ તો એની. ટેક. ૧
એના વડે સહુ વિશ્વ થયું છે, એના વડે પશુ પક્ષી જાણ;
એના વિના અણુ કંઇ નથી ખાલી, પરખીને કરચ તું પ્રમાણ,
ઉત્પન્ન કરવાની રે, દર્શૌ શક્તિ જેની. પપ્પા૦ ૨
તે પુરૂષને તું મોઢો નવ જાણે, મિથ્યા માથાફોડ કરે અનેક;
પ્રકૃતિમાં પરોવાઈ ગયો, જેણે વીસરાવ્યો તારો વિવેક,
વંઠી ગયો તેણે રે, ખરૂં કે ખોટું કહેની. પપ્પા૦ ૩
પ્રકૃતિનો પ્રેમ મનમાં ધરીશ તો, બૂડીશ તું નિર્ધાર;
પુરૂષને ઓળખી લેઇશ પલકમાં, તો જઇશ તરી જળ સંસાર,

---

૧ પુરૂષ—આત્મા ચૈતન્ય. પ્રકૃતિ—માયા—સ્વભાવ.

છે સાચી વાત મારી રે, લે' ખોટી ઉત્તર દની. પપ્પા૦ ૪
પુરૂષ ને પ્રકૃતિ કશું તે, ગુરૂદેવ ઓળખાવે સાર;
જ્યારે જાણે ત્યારે ફીકર છોડે, મળે ખરેખરો આધાર,
ધીર જાણી જાયે રે, પપ્પા ગતિ જળપેની. પપ્પા૦ ૫

## કાફી ૨૦ મી.

ફફ્ફા ફૂલાઇ મરેછે રે, ફોગટ વારંવારે;
ફજેતી વહોરી લેછે રે, ખોટાને સારૂં તું ધારે. ટેક. ૧
હું હું કરી હુંપદને વખાણે, આ તો મારા વિના નવ થાય;
અમેજ આ કારજના છું કરતા, બીજાથકી કાંઇ ન બોલાય,
છે ફૂલ્ય મિથ્યા તારી રે, સમજે ન સારાસારે. ફફ્ફા૦ ૨
જે જે ફૂલે તે તે સહુ કરમાયે, જઇ જોને વાડીની માંય;
તું ફૂલ્યો કયમ નહિ કરમાયે, કોણ સહાશે તારી બાંય,
ફજેત થઇશ ફોગટ રે, મૂકાઇશ નહિ ક્યારે. ફફ્ફા૦ ૩
ફાવતાં ફેલ કરીને ફૂલાઇશ, કરમાયે ન આવે કામ;
ચીમળાઇ જાઇશ ચટ લઇ મૂરખ, જાને સદ્ગુરૂકેરે ધામ,
જો તરવું હોય તારે રે, બીજું નથી કાંઇ મારે. ફફ્ફા૦ ૪
જે જે ફૂલ્યા તેની જોજે ફજેતી, પછે કરજે ઊભો તું વિચાર;

---

૪ લે' ઉ૦—જો તું મારી વાતને ખોટી લેહેતો હોય તો ઉત્તર આપ અને સાચું શું તે બતાવ ?

૫ જળપેની–જળ અને પે (પય)ની–દૂધની. વિષયાદિકમાં પ્રવૃત્તિ થવી, દેહાદિકમાં અહંભાવ થવો, પુત્રાદિકમાં મમતા થવી, એ વગેરે સ્વભાવિક ધર્મો પ્રકૃતિજન્ય છે; પણ એજ પ્રકૃતિના ધર્મો મનુષ્યને સંસારમાં પુનઃ પુનઃ જન્મ મરણ આપે છે માટે તેને મોટા પ્રયાસથી તજીને આત્માને વિષે પોતાની એકતા કરવી એજ મુક્તિનો માર્ગ છે, એવો આ કાફીમાં ઉપદેશ છે.

મારૂં ખરૂં લાગે તો મારૂં માને, નીકર પામજે તેનો પાર,
ધીર ફુલ્જેતી રે, વહેંચાશે તારી ફાળે. ફુડ્ફુ૦ ૫

## કાફી ૨૧ મી.

બબ્બા બૂરૂં ન કરવું રે, મારૂં વેણ તું માને;
કોઇ નથી કોઇનું રે, વગોવાય શે વાને. ટેક. ૧
બૂરૂં કરનાર બૂડી ગયા કેત્તા, તેનું લેખું ન હુંથી લખાય;
જમડાના માર પડ્યા તેને પૂરા, ધગધગતી આગે ધખાય,
વાતો કોણ તેની રે, સાંભળવા બેસે કાને. બબ્બા૦ ૨
જીવતા હતા ત્યારે અહીં નિંદાયા, બૂરાને મળ્યું બૂરૂં સર્વ;
સારૂં તેને શમણું નવ આવ્યું, તોય તજ્યો નવ ગર્વ,
પછે તેને શું કહેવું રે, રીઝે ગુણકાગાને. બબ્બા૦ ૩
બૂરાઇ કરી ધન જે જે મેળવિયું, કે રંજાડ્યાં સગાં અનંત;
ચૈડકે તો તેનું બળ્યા કર્યું છે, મરતા સુધી તો ચંત,
બાકી કાંઇ રહેછે રે, તૂટ્યા કેવે તાને! બબ્બા૦ ૪
એવું છે માટે વિચારી તું જોજે, બૂરાઇશુ કરજે તું બિગાડ;
વધતામાં વધતી જશે એ તો નિશ્ચે, તલકેરો થઇ જશે પા'ડ,
ધીરા નવ છૂટે રે, બબ્બા કદી તું બા'ને. બબ્બા૦ ૫

## કાફી ૨૨ મી.

ભભ્ભા તેં તો ભૂંડું રે, કર્યું શું શું ભટકાઇ;

---

૫ ગર્વ તજવો, એ આ કાફીનું તાત્પર્ય છે. ૪ ચંત—ચિત્ત. તૂટ્યા ઇ૦—કેવા તાનમાં તે તૂટી ગયા! અર્થાત તેમનું સઘળું તાન નાશ પામ્યું. ૫ બા'ને—બાહાનું બતાવ્યાથી.

તેમાંનું કંઇક દાખું રે, તપાસ્ય તારી કમાઇ. ટેક. ૧
ભણી ગણીને પુરાણી તું બનિયો, ભટકી કાશી ને કેદાર;
પુરાણી પુરાણી લોકે તને ભાખ્યો, પછે થયા કેવા તારા દિદાર,
લક્ષમાં તે લેજે રે, ધીરો તો જાણે ગાઇ. ભભ્ભા૦ ૨
ભેંશ જેવા શ્રોતાને તું નિરખી, બેઠો ભાગવત વાંચવા કાજ;
સ્વાર્થે સુલક્ષણ કાંઇ ન દેખાડ્યાં, વગોવાઇ આવ્યો તેણે વાજ,
વિચારીને જો તું રે, શેણે મરે છે ધાઇ ? ભભ્ભા૦ ૩
સારા શ્રોતા જોઇ ભાગવત વાંચે, તો તું તારે તરે નિર્ધાર;
ભેંશ જેવા સુણી ભારે મારે તુંને, ભાગે વળી પાછો સહુ ભાર,
ફૂટાય કણલોભે રે, આપે બાજરી કો રાઇ. ભભ્ભા૦ ૪
રાઇતણો રણકાર લાગે તુંને, કર્ણમૂળ બળી ઘણાં જાય;
તોય તુંને સમજણ નવ આવે, ખત્તા કરમે લખ્યા તે ખાય,
ધીર છે ભૂંડામાં ભૂંડી રે, ભભ્ભા તારી ભવાઇ ! ભભ્ભા૦ ૫

## કાફી ૨૩ મી.

મમ્મા આ તો મામાના રે, મશિયાઇ આ કહાવે;
મોળાઇને મળે વહાલે રે, એકનું એક તોય ભાવે. ટેક. ૧
સગો ભાઇ મારે કામ ન આવે, ધન્ય મશિયાઇ મારો ભ્રાત;
ઘણી આણી મારી એણે તો કાઢી, તેની કેમ કરી કહું વાત;

---

૩ ભેંશ જેવા—અર્થાત્ મૂર્ખ. "ભેંશના મોઢા આગળ ભાગવત" એ કહેવત ઉલ્લેખીને. સ્વાર્થે ઇ૦—તારા પોતાના સ્વાર્થ માટે તેં કાંઇ સુલક્ષણ દેખાડ્યાં નહિ—સ્વાર્થના લોભમાં સુલક્ષણ તજ્યાં.

૫ રાઇતણો ઇ૦—જે રાઇ તેં દાનમાં લીધી હશે તેનો તિખાશ રૂપ રણકાર તને એવો લાગશે કે તારાં કર્ણમૂળ (કાનનાં મૂળિયાં) બળી જશે !—તું દુઃખી થઇશ, એ ભાવાર્થ.

મે'નતુ મહા મોટો રે, જાવા લગી તો જાવે.　　　　મમ્મા૦　૨
કોઇનું કારજ એ નવ કરતો, મારે કાજે પાથરે પ્રાણ;
સગો ભાઇ તો વેરી છે મારો, થઇ દાણીને લેતો દાણ;
મશિયાઇ નથી તારો રે, આખર કોઇ નવ થાવે.　　મમ્મા૦　૩
વાંકી વેળાયે ન વા'ર સુણે કો, સહુ સીધી વેળાના સોબતી જાણ;
વહાલા તારા સહુ વેગળા રહેશે, કરશે ચોકે નાખ્યાની તાણાતાણ;
એ સમજશે સગાઇ રે, બાકી છે કંઇ હાવે.　　　　મમ્મા૦　૪
મોહ મિથ્યા તને જીવતાં થાશે, મારૂં મરણ સાચવશે એહ;
પણ મૂઢ દુખિયાને દુઃખ દેશે, મારૂં માન્ય તું નિઃસંદેહ;
ધીરા તું સમરચને રે, મમ્મા મુક્તિ છે મા'વે.　　　મમ્મા૦　૫

## કાફી ૨૪ મી.

ચચ્ચા ચશ નથી નિશ્ચે રે, કશામાં કહું ધારી;
ગયાં બૂડી બહુ તો રે, શીખ માની લે મારી.　　　　ટેક.　૧
યશ કમાવા માટે અફળાયાં, અવનિમાં નરનાર;
યશ ન મળ્યો ને થયું અવળું અતિશે, ભાગ્યો લાખટકાનો ભાર,
વિચારી જો વાતે રે, આપું તુંને સંભારી.　　　　ચચ્ચા૦　૨
યશની આશાને અફળ કરી માને, તો યશ મળે તુંને અપાર;
સદ્ગુરૂ સેવાનો યશ જો સાધે, તો પામે પલકમાં પાર,
કરી જોને એ તો રે, છે ખરેખરી તો ક્યારી.　　　ચચ્ચા૦　૩
સદ્ગુરૂ શબ્દ સુણાવશે સહેલો, ભણાવશે શૂન્યશિખરનો ભેદ;
વગર પંડિતે તારી વાણીમાં મૂકે, વિધિના રચિયા ચારે વેદ,

---

૩ મશિયાઇ ઇ૦—( કવિવચન ). ૫ મા'વે ઇ૦—માહાવ( પ્રભુ )ને ભજતાં મુક્તિ મળે છે.

અછેદ્ય અભેદ્ય થઇશ તું રે, ન જાણું જૂઠું ઉચ્ચારી. યય્યા૦ ૪
અનુભવ કરી જો મારા કહ્યાનો, તેમાં લાગે કેટલી સાચી વાત,
જો જૂઠું જાણે તો તું જાવા દેજે, અફળાજે અંધારી રાત,
ધીરા તજ્ય યશની રે, યય્યા તું તો યારો. યય્યા૦ ૫

## કાફી રપ મી.

રર્રા રણમલ થઇને રે, રણે જાય તું આગે;
અપ્સરાને વરવા રે, મનમાં ઘણો અનુરાગે. ટેક. ૧
નિર્બળ જનની નિંદા કરે તું, કહે ધિઃક કાયરનો અવતાર,
સાચા શૂરા થાય તે તો તરતા, બીજા ભૂમિને કરતા ભાર,
એમાંનું ખરૂં કેટલું રે, ધીરાને તો લાગે. રર્રા૦ ૨
એ શૂરાપણું જો સંતમાં ચોજે, તો મળે ન અપ્સરા નાર;
પણ મહામોંઘી મુક્તિ મળી જાય મોટી, પામે કરણહાર કિરતાર,
છે સાચે સાચી વાતો રે, નમ સદ્ગુરૂ પાગે. રર્રા૦ ૩
ધીરાનો ધણી તો અઢળક ઢળશે, ત્યારે ટળશે તારા સંતાપ;
નીકર મૂઢ ! ખાઇશ માર અતિશે, તેનો જપી જોને તું જાપ,
મુક્તિ મળે મોંઘી રે, લક્ષણ રૂડાં તો લાગે. રર્રા૦ ૪
ભજન રૂપી રણ રૂડું તું માને, તેમાં રણમલ ધિંગડ થઇ ધાય;
સાચામાં સાચું તે તો કમાયે, બીજા બૂડે ને ખત્તા ખાય,
ધીર ભૂલે સર્વે રે, રર્રા આવે તું રાગે. રર્રા૦ ૫

## કાફી ર૬ મી.

લલ્લા ! લક્ષણ તારાં રે, લાખો ઘણાં લહેવાયે;

---

૪ અછેદ્ય—કપાય નહિ એવો. અભેદ્ય—ભેદાય નહિ એવો. ૫ યશની ધ૦—તું યશની યારી તજી દે. ૫ ધિંગડ—ધિંગડમલ.

લુંડીને કરે રાણી રે, કોથી નવ કહેવાયે. ટેક. ૧
રાજપુત્ર અનેક તેં રોળ્યા, લક્ષણ લખાવી લાખ;
કોળી કાછીઆના ત્યાં કરી મૂકયા, શુદ્ધ ભૂપતિ દ જેને સાખ,
વંશ બગાડયો રે, વહેતે પૂર વહેવાયે. લલ્લા૦ ૨
કૂડું કરમ કરતાં નવ માન્યું, કોઇનું તેં લગાર;
ભારે ભારે ભારમાં ફરી ચાલ્યો, પણ અંતે જવાનો ભાર,
સાર સલક્ષણા! રે, કહે કશો કહેવાયે? લલ્લા૦ ૩
કોળીનાળીને કંઇ સંત બનાવ્યા, મહાંતપદ અપાવ્યાં અનેક;
નીચને પદવી ઉંચી મળે જ્યારે, ત્યારે તે વીસર્યા વિવેક,
લઢવા થયા ઊભા રે, સામું નવ રહેવાયે. લલ્લા૦ ૪
તારી ને તેની લઢાઇઓ ચાલી, તું વગોવાયો વાટ ઘાટ;
ભૂંડાં લક્ષણથી લજાયો મૂરખ, મનમાં થયો ઉચ્ચાટ,
ધીર ધરી હોત રૂડી રે, લલ્લા! નામ કોથી લેવાયે. લલ્લા૦ ૫

## કાફી ૨૭ મી.

વવ્વા વેરાગીને વેશે રે, મોટું પદ તું ધારે;
મહાપ્રસાદને પાવે રે, ભંડાર ભરતો ભારે. ટેક. ૧
દેવની સેવા દેખાડવા કરતો, વગાડતો ઘંટા ને ચંગ;
કીર્તનિયાં કૈં ગોખી રાખ્યાં તેં, કૂટતો કડેડાટ મૃદંગ;
દંગ થાય દેખી રે, છૂટીશ અલ્યા તું ક્યારે? વવ્વા૦ ૨
વનિતા દેખી વાંકો તું ચાલે, વેરાગી નામતણો ધરનાર;
તારા નામનો અર્થ તું જાણી લેજે, જાણ્યા પછી ન એવું કરનાર;

---

૨ ત્યાં—રાજપુત્રની જગાએ. ૧ આ કાફીમાં દંભી વેરાગીઓને ઉપદેશ છે.

ભરનાર પાપકેરા ! રે, કશું નથી મૂર્ખ મારે. વ૦વા૦ ૩
અટક માળા ને ગટક માળા કરી, ભવૈયા કાઢે તારો વેશ;
એથી ધિઃકાર કંઇ મનમાં ધરે તું, હોળે ચોળે શું કરવા કેશ ?
ચોપડચ મેંશ મોઢે રે, એવું નિરખે જ્યારે. વ૦વા૦ ૪.
વૈરાગી નામ ધરી તેં વગોવ્યા, ટાળ્યા રોટલા સંતના સાર;
ધિઃક પડો તારી કરણીમાં, ભાગી નાખ્યો ભૂંડા તે ભાર !
ધીર સાચું કહીને રે, વવ્વા વંઠેલો વારે. વ૦વા૦ ૫

## કાફી ૨૮ મી.

શશ્શા શબ્દ ગુરૂનો રે, સાચે સાચો તું માને;
છે તરી જવું તેમાં રે, ના કહું નરકે જાને, ટેક. ૧
શબ્દ શીખી જા ગુરૂજીની પાસે, દઢ ધારી વિવેક;
તારી વાસના સહુ વેગે ફળશે, રહેશે સહુપર તારો ટેક,
છે ખરેખરી વાતડી રે, સાંભળી લે તું કાને. શશ્શા૦ ૨
રામ નામની ધૂન લગાડીશ, તેણે મુક્તિ નહિ મળે જાણ;
ગુરૂકેરો પ્રેમ થાય તું ઉપર, પહોચે શબ્દકેરૂં પ્રમાણ,
તરી જઇશ તેણે રે, વંઠીશ નહિ કદી વાને. શશ્શા૦ ૩
પ્રભુ પાળે ને સંહારે પલકમાં, ગુરૂ તારે ને કરે અખંડ;
જૂઠ પ્રપંચ છૂટી જશે તારાં, પરાં થશે સહુ પાખંડ,
સાચી માન શાખાગણ રે, દૂલી જઇશ અભિમાને. શશ્શા૦ ૪

---

૧ છે ૦—ગુરના શબ્દમાંજ તરી જવું છે. જો તું એ વાતની ના કહું—ના કહે, તો ભલે તું નરકે જા !

૩ ગુરૂકેરો ૦—જો ગુરૂનો પ્રેમ તારા ઉપર થાય તો તે ગુરૂના શબ્દનું પ્રમાણ તને પોહોચે—તને ઉપદેશ મળે.

સાચે સાચી વાત મેં સમજાવી, નથી જૂઠી એમાં તલમાત્ર;
શાણાં સગાંને તું પૂછી જોજે આ, જોઇશું કહેનાર તો સુપાત્ર,
ધીર ધરી રહેજે રે, શશ્શા અકળાય શાને? શશ્શા૦ ૫

## કાફી ૨૯ મી.

ષષ્ષા ષંઢ ન થા તું રે, શું પૂરૂં થાય પાખંડે?
તાબોટા તો કૂટવા રે, મહિલા સાથે શું મંડે. ટેક. ૧
માતા મારી અને પિતાથી હું પરો, એમ ધરે તું મન;
નાકકટ્ટાની પેઠે નાત વધારે, તાજું કરે અતિ તન,
હીજડો કહેવાયે રે, બાધો થાય તું બંડે. ષષ્ષા૦ ૨
નર છતાં નારી જેવો થાયે, સાલ્લો કાપડું પહેરી કાય;
આદો ભવાની મા એવું ઉચ્ચારે, જુવતી જણે ત્યાં જાય,
છોકરો જોઇ ખેલે રે, લાલચ એ લીધી લંડે. ષષ્ષા૦ ૩
માબાપને રઝળતાં તું મૂકે, ગુરૂ ગમ ન આવે તારે ઉર;
સામાવાળિયો થઇને તું બેસે, એક નપુંસકને એક શૂર,
ધન્ય તારી કરણી રે, દબાયો જમને દંડે. ષષ્ષા૦ ૪
એવી અવસ્થા પ્રભુએ જો અરપી, તો તો ભજી લેને કિરતાર;
કામ અરિનું તુંથી કંઇ નવ ચાલે, કોણ ભામિની કોણ ભરતાર,
મીરો કહે કચસ માને રે, ષષ્ષા શોધી જોયું ષંઢે! ષષ્ષા૦ ૫

## કાફી ૩૦ મી.

સસ્સા સુખડી સારી રે, ખાતાં તુંને લાગે ગળી;

---

૧ ષંઢ—બાયલો. ૨ બાધો—એવાં બંડ કરવાથી તું જાતે બાધો (કર્તવ્યશૂન્ય) થઇશ.

૩ આદો ભવાની મા—આદ્ય ભવાની માતા!—હીજડાઓનો વ્યંજક શબ્દ.

બીજું અન્ન ન ભાવે રે, દુઃખે પાપે વાત કળી. ટેક. ૧
સારાનું તો સારૂં સહુ ભાખે, નરતાની નરતી નીકળે વાણ;
તું ખાઈ પીને અતિ સારો બનિયો, બનવાને સાધુ પ્રમાણ,
અલમસ્ત જેવો દીસે રે, ચિંતા જેને મૂળની ટળી. સસ્સા૦ ૨
સમારી સમારી તું કેશ તો રાખે, સારાસાર સમજે નહિ કાંઇ;
ગુરૂચરણકેરો પ્રતાપ ન વાંચ્છે, હોય ક્યાંથકી માલ તો માંઇ,
જાત તેવી ભાતજ રે, શરીર તારૂં જશે બળી ! સસ્સા૦ ૩
શીખામણ જો મારી માને તો, કરચ સારાતણો તું સંગ;
છે સારામાં સારા સદ્‌ગુરૂ મારા, લગાડી દેશે તુંને શુભ રંગ,
તરી જઇશ ત્યારે રે, સહુ પાપ જશે પરજળી. સસ્સા૦ ૪
ધીરાએ તો ધીરે ધીરે આ ભાખ્યું, તારા હિતનું સર્વે જાણ;
માનવું હોય તો માનજે મૂરખ, પકકાં આપ્યાં છે પ્રમાણ,
ધીર માનવું તારે રે, સસ્સા ન સંગ આવે સળી. સસ્સા૦ ૫

## કાફી ૩૧ મી.

હહ્હા ભજ્ય હરિયો રે, જેથી છૂટવું ધારી;
પલકમાં પાર ઉતારે રે, ત્રિભુવનપતિ દે તારી. ટેક. ૧
હરિ હરિ જપતાં હરિ તુંને મળશે, ટળશે સહુ સંતાપ;
તારા અંતરમાં તુંને ઓળખાશે, પ્રલે થાશે સહુ પાપ,
વીસરીશ વેદના રે, શીખામણ માન મારી. હહ્હા૦ ૨
તારે કાજે મેં આ કક્કો લખ્યો છે, જે તું પહેલો પઢ પ્રમાણ;
અક્ષરની ઓળખાણ કરી લે, જેણે છૂટી જવું નિર્વાણ,

---

૫ સળી ઇ૦—મરી જઈશ ત્યારે તારી સાથે એક સળી પણ આવશે નહિ !

સમજ સલક્ષણા રે, ધ્યાન માને તું ધારી. હહ્હા૦ ૩
કોઇનું કહ્યું માનીશ નહિ જ્યારે, ત્યારે ખાંતે ખત્તા ખઇશ તુંય;
વારે વારે તુંને કેટલું કહી કહી, સમજાવું શુંયનું શુંય,
છે કહ્યું સર્વે સાચું રે, ન કહી વાત અટારી. હહ્હા૦ ૪
ધીર ધણીને સમરતા પહેલાં, વાંચ્ય આ કક્કો જાણ;
જ્ઞાનકક્કો તુંને જ્ઞાન અરપશે, કહ્યું કેટલાકે એ પ્રમાણ,
ધીર ધર ધારીને રે, હહ્હા જવું નવ હારી. હહ્હા૦ ૫

---

## ગુરુધર્મ.

### પદ ૧ લું.

જાપ જપે જાપ જપે જાપ જપે ભાઈ;
ઓંકાર ને અજપાતણી તો કમાઇ. ટેક. ૧

---

૫ ધર ધા૦—ખભા ઉપર ધર ( ધુંસરી ) ધારીને પછી હારી જવું નહિ.

૧ ઓંકાર—અ+ઉ+મ્=ઓમ્. એ ત્રણ અક્ષરોવડે અનુક્રમે સત્વ, રજસ્ અને તમસ્ ગુણ; વિષ્ણુ, બ્રહ્મા, અને મહાદેવ, એ દેવો; સ્વર્ગ, મૃત્યુ, પાતાળ, એ ત્રણ લોક; સ્થિતિ, ઉત્પત્તિ અને લય, એ ત્રણ જગતની અવસ્થા; જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, એ ત્રણ દેહની અવસ્થા; એ વગેરે સઘળી ત્રિપુટીઓ કહેવામાં તથા સમજવામાં આવે છે, માટે એ ત્રણનું ઐક્ય જે ઓમ્ ઉચ્ચારમાં જણાય છે તેને તાદાત્મક બ્રહ્મરૂપ માનીને યોગીઓ તેનો જપ કરે છે. તથા શ્વાસોશ્વાસ ચાલે છે તેમાં અનાયાસેજ 'સોહં હંસ'-'તે હું આત્મા છું' એવો જપ સદૈવ વગર જપ્યે ચાલ્યાજ કરે છે માટે તેને અજપાજપ ( વગર જપ્યે થયેલો જપ ) કહે છે. ધીરો એ બે જપની કમાઇ ગુરુ કરી લે છે એમ કહે છે.

કોઈની કુથલી કરવાનું નહિ કામ;
રટે રાત દિવસ ગુરૂ રામ. જા૫૦ ૨
લોભનું લક્ષણ નહિ તલભાર;
સરખા માને સમજુ ને ગમાર. જા૫૦ ૩
નહિ એકેથકી ધારે કંઇ અર્થ;
માને જગત આખાને જે તો વ્યર્થ. જા૫૦ ૪
પરબ્રહ્મની સાથે પ્રભુ પોઢે;
મહામણિ આપે તો હાથ નવ ઓડે. જા૫૦ ૫
રામનામની લગાવતા ધૂન;
વીસારી મૂકયાં છે પાપ ને પુણ્ય. જા૫૦ ૬
સ્વર્ગ નર્કની વાતોનાં નામ;
નવ ગુરૂ સુણતા મહાધામ. જા૫૦ ૭
કરે આવી જો વાદ વિવાદ;
તેમાં જીતવાનો નહિ નાદ. જા૫૦ ૮
અહોનિશ માની રહે છે આનંદ;
ફસાયે નવ માયાને ફંદ. જા૫૦ ૯
ધિંગા ધીર ધણીને તો ધાયે;
એવા ગુરૂ મળે તે તો કમાયે. જા૫૦ ૧૦

## પદ ૨જું.

કામ નામ કૂડાને કાપે;
કોઇ માગે તો જીવિતને આપે. ટેક. ૧

---

૫ પરબ્રહ્મની ૯૦—પ્રભુ (ગુરૂ) પરબ્રહ્મની સાથે એક રૂપ થયાછે, એ તાત્પર્ય છે.

કોઈનું માઠું ન માને મન;
સદા રહેતા પવિત્ર પાવન. કામ૦ ૨
હસવા રડવાને જાણે સમાન;
દઇ દે જીવિતનું ગુરૂ દાન. કામ૦ ૩
સરખું ગણે માનઅપમાન;
કુથલી સુણવા ધરે નવ કાન. કામ૦ ૪
ભજન ભડાકે ઉડાડે પાપી;
નાખે શિષ્યનાં સંકટ કાપી. કામ૦ ૫
રામ નામનું જાણે રળવું;
છતમાંથી તજ્યું જેણે છળવું. કામ૦ ૬
અવધૂત જેવો ધરે વેશ;
કોઇ મૂડે તો મૂડાવે કેશ. કામ૦ ૭
નવ જાણતા કે શું દ્વેષ;
માને સરખાં કંકુ ને મેશ. કામ૦ ૮
ધીર એવા ગુરૂને ધ્યાજે;
જ્યાં જુએ ત્યાં ચરણ સા'જે. કામ૦ ૯
મુક્તિકેરી મને હોય આશા;
તો તો ખેલ બતાવ્યા છે ખાસા. કામ૦ ૧૦

## પદ ૩ જું.

વે'લા ઊઠે વે'લા ઊઠે સહુથી વે'લા જાણ;

---

૭ અવધૂત—વેરાગી—દિગંબર બાવો. ૮ દ્વેષ—દ્વેષને તો ઓળખતા પણ નથી.

જેણે નિર્મિત કાળ નિર્માંન કરી રાખેલો પ્રમાણ. ટેક. ૧
કરે જે શૌચાદિક ક્રિયાઓ ગુરૂદેવ;
તે કોઇના જાણ્યામાં ન આવે અવશ્યમેવ. વે'લા૦ ૨
કારજ કરી લે સહુ દાવ્યું ફાવ્યું;
તેમાં ન જાણે કોણ કે અહીં આવ્યું. વે'લા૦ ૩
લીન થાય બ્રહ્મમાં પ્રભુ પૂરા;
વળી શિષ્યવૃત્તિ સાચવવામાં શૂરા. વે'લા૦ ૪
ભજન ભડાકા કરે અનેક;
વીસરે નવ કદી વપુનો વિવેક. વે'લા૦ ૫
ખટ ઘડી રાતના જાગે જાણ;
પ્રભાત થતા સુધી બાંધે પ્રમાણ. વે'લા૦ ૬
સર્વ શ્વાસાઓ ગુરૂ શુદ્ધ;
વધારે બમણી બમણી તેમાં બુદ્ધ. વે'લા૦ ૭
નિર્મળમાં નિર્મળ રાખે ચિત્ત;
વં'છે નવ જોઇ કદાપિ વિત્ત. વે'લા૦ ૮
રામ નામનો જપે જાપ;
તોડી નાખે ત્રિવિધિના તાપ. વે'લા૦ ૯
ધીર ધણી અમરવર વરે;
એવા ગુરૂ મળે તો કલ્યાણ કરે. વે'લા૦ ૧૦

---

૧ જેણે ઇ૦—જેણે પ્રત્યેક કામ કરવાને નિર્મિત (નક્કી કરેલો) કાળ નિર્માંને (નક્કી કરીને) કરી રાખેલો છે—અમુક સમયે અમુક કાર્ય કરવું, એવો જેનો સદાનો વહિવટ છે. ૫ વપુ—શરીર. ૬ પ્રમાણ—(પ્રાણાયામ કે ધ્યાનાદિકનું).

૭ સર્વ ઇ૦—ગુરૂની સર્વ શ્વાસાઓ શુદ્ધ તથા તેમાં તે બમણી બમણી વધારે છે—બમણી શ્વાસાઓ રોકતા જાય છે.

## પદ ૪ થું.

પાણી પીએ પાણી પીએ પાણી ગુરૂ જાણી;
વદવાની વાતોકેરી જાણે ન એંધાણી. ટેક. ૧
નિર્મેલો કાળ જ્યારે તેનો આવી લાગે;
ત્યારે તો લાગેલી તૃષાને ગુરૂ ત્યાગે. પાણી૦ ૨
તે પણ અતિશે ઓછું પાણી ગુરૂ પીતા;
દેહ થાય એહ તેણે કદી નથી બી'તા. પાણી૦ ૩
શુદ્ધ દેહ સાચવવી એવું ગુરૂ જાણે;
બૂરાઇની બુદ્ધિ તે તો કદી નવ આણે. પાણી૦ ૪
પાણીની પરબ જોઇ પીવા નવ જાયે;
ટળવળે દેહ ત્યારે ગમે તેવું ખાયે. પાણી૦ ૫
પાણી પીએ ગમે તેવું ગુરૂને ન ચિંતા;
રૂપ રંગે ગુરૂદેવ ઘણા છે સોહિતા. પાણી૦ ૬
પાણી પર એવો જય ગુરૂદેવ આણે;
પછી કહેવું કશું એ તો ગુરૂનું પ્રમાણે. પાણી૦ ૭
નાદ બુંદ ત્રિવેણીને તીર ગુરૂ બેસે;
શોધી શૂન્યશિખરને તે માંહી તો પેસે. પાણી૦ ૮
અખંડાનંદ આનંદમાં અનુદિન રહેતા;

---

૧ જાણી—પાણી પીવાને મુકરર કરેલો કાળ જાણીને પછી પાણી પીએ. ૪ શુદ્ધ દેહ—ચૈતન્યરૂપી. અથવા શુદ્ધ કરેલું લિંગ શરીર.

૮ નાદ—અનહદ નાદ. બુંદ—તાળુમાંથી ઝરતું અમૃત બુંદ. ત્રિવેણી—ઇડા, પિંગલા, સુષુમ્ણા નાડીઓનું સંગમસ્થાન—ભ્રૂકુટી. અર્થાત્ નાદ, બુંદ, અને ત્રિવેણી તીરને વિષે ધારણાઓ કરે. શૂન્યશિખર—નિર્વિકલ્પ સમાધિ.

ફુલાણું તું આપ્ય એવું કદી નવ કહેતા. પાણી૦ ૯
જોઇ એવા ગુરૂને તો સહુ કોઇ નમતા;
ધીર માને નવ તે તો ચોરાશીમાં ભમતા. પાણી૦ ૧૦

## પદ ૬ ઠ્ઠું.

ભોજન અપાર ભર્યું ગુરૂકેરે ભાણે;
પંચ વાનીકેરી સુખડી ગુરૂજી ન જાણે. ટેક. ૧
શાકની અનેક જાત કરી ગુરૂકાજે;
અથાણાકેરી તો સોઇ થાળમાં બિરાજે. ભોજન૦ ૨
ચટણી પાપડ અને કાચલિયો મૂકી;
પીરસનારી તો એમાં કાંઇ નથી ચૂકી. ભોજન૦ ૩
ગુરૂને ન લેવા દેવા જોઇ તેહ લાગે;
અર્થ જેટલુંજ ખાય બીજું બધું ત્યાગે. ભોજન૦ ૪
જાળવીને જુએ અન્ન બાધવાળું મૂકે;
સારૂં સારૂં જુએ તોય તે પર ન ઢુંકે. ભોજન૦ ૫
નિર્મળ ને સારૂં હોય તેહ ગુરૂ ખાયે;
વ્યાધિવાળું મૂકે પડ્યું કદી ન વં'વાયે. ભોજન૦ ૬
કરચું ચિત્ત સ્વાધીન તે ભૂલી કયમ ભટકે;
સારૂં અને નરતું તે ગુરૂને ન અટકે. ભોજન૦ ૭
અન્ન પેટને જે જોઇએ તે તો ગુરૂ આપે;
જોઇ ઘણાં દુખિયારાં તેનું દુઃખ કાપે. ભોજન૦ ૮
ખાવાકેરી એવી રીત ગુરૂદેવ રાખે;
ગુરૂ થાય તે તો જાણે દેહ કષ્ટ દાખે. ભોજન૦ ૯
ધીર ગુરૂકેરા ધર્મ એવા આમો ભાખું;

---

૫ બાધવાળું—જે અન્ન ખાવાથી યોગની હાનિ થાય એવું.

લક્ષણવંતા તો એક ઢોંગી પડ્યા લાખું. ભોજન૦ ૧૦

### પદ ૬ ઠ્ઠું.

બોલવાના બોલ હવે સુણો ગુરૂકેરા;
ભટકોછો ભવમાં ફરોછો ઘણા ફેરા. ટેક. ૧

બોલતાની પાસ બેસો તમે તો રૂપાળા;
બોલનાર બોળી દેશે ફેરવીને માળા. બોલવાના૦ ૨

ગુરૂજી તો બોલે નવ બૂરાઇની વાતો;
બેળે કોઇ બોલાવેછે ત્યારે બોલેઆ તો. બોલવાના૦ ૩

બોલે ત્યારે ઘણું થોડું એવું અમે દીઠું;
જાણ્યા જેણે ગુરૂદેવ તેને લાગે મીઠું. બોલવાના૦ ૪

બોબડા કે બીજા હશે એવું સહુ જાણે;
ધન્ય મારા ગુરૂ ધન્ય પૂરા તો પ્રમાણે. બોલવાના૦ ૫

એવા ગુરૂ ગરવાની વાતો ઘણી વાંકી;
પૂર્વ હોય પુણ્યકેરાં ત્યારે થાય ઝાંખી. બોલવાના૦ ૬

બોલવાનું બંધ કરે છતી જીભ જોઇ;
આનંદ અપાર ધરે જાણે નવ રોઇ. બોલવાના૦ ૭

અલમસ્ત જેવું સ્વરૂપ ગુરૂદેવ રાખે;
કંઇકિનું કંઇક મહાગુરૂજી તો ભાખે. બોલવાના૦ ૮

હોય શાણો શિષ્ય તે તો જાય સહુ જાણી;
ધન્ય ધન્ય કહે ગુરૂ સત્ય છે કમાણી. બોલવાના૦ ૯

ધીર ગુરૂકેરો ધર્મ એવો અમે જાણું;

---

૧૦ લક્ષણવંતા ઇ૦—ગુરૂનાં લક્ષણયુક્ત તો એ એકજ ગુર છે; બાકી ઢોંગી ગુરૂઓ તો લાખ્ખો પડ્યા છે. ૨ બોલતા—( ઉપદેશ કરવાને બાહાને ). ૬ ઝાંખી—દર્શન.

પ્રતીત કરી પ્રભુકેરી પૂર્ણ તો પ્રમાણું. બોલવાના૦ ૧૦

## પદ ૭ મું.

હવે હૃદેકેરૂં રૂપ ગુરૂકેરૂં ભાખું;
અમૃતનો રસ એ તો ચખાય તે ચાખું. ટેક. ૧
નિર્મળમાં નિર્મળ તો ગુરૂકેરૂં હૈડું;
ભ્રમણ ન થાય કદી જેમ ભમે પૈડું. હવે૦ ૨
ભય જોઇ ભડકે નવ જોયું ઘણી વારે;
આહા હૃદે કેવું એ તો મારૂં થાય ક્યારે! હવે૦ ૩
નિર્મળમાં નિર્મળ તો લઇએ કોઇ વસ્તુ;
તેવું ગુરૂકેરૂં હૈયું આ નથી અમસ્તું. હવે૦ ૪
શું છે તે હૃદયમાં તે ગુરૂદેવ જાણે;
મલિનતા નહિ તેણે પૂરૂં તે પિછાણે. હવે૦ ૫
હૃદેને કમળ કહે કવિઓ ઘણેરા;
તે તો જાણે કમળ ક્યાં ટાળી નાખ્યા ફેરા. હવે૦ ૬
ધન્ય ગુરૂ ધન્ય હૃદે તમારૂં તો સાચું;
બાવલાં બૂરાડી મારે તેનું અતિ કાચું. હવે૦ ૭
સંત ને મહંત કા'વે તે તો ઘણા ખોટા;
તમારા તો નથી ગુરૂ જુગોજુગ જોટા. હવે૦ ૮
તમે તો તમે છો એક બીજા નથી કોઇ;
સાચા શિષ્યો કહે એવું તેની સાચી સોઇ. હવે૦ ૯
એવા હૈડાકેરા ગુરૂ મળે જેણી વારે;

---

૨ ભ્રમણ ન થાય—મતલબ કે ગુરૂનું હૃદય સ્થિર છે—દૃઢ છે. ૭ બાવલાં ઇ૦—જે બાવા બીજા લોકોને સંસારસાગરમાં ડૂબાડે છે તેમનું હૃદય કાચું છે!

ત્યારે ધીર ગુરૂ જાણ્ય ખરો ધર્મ ધારે. હવે૦ ૧૦

## પદ ૮ મું.

ક્રોધકેરો બોધ નવ ગુરૂ કદી જાણે;
તપી જાય નવ કદી તીખી વાણી તાણે. ટેક. ૧
લાલાશ ન અંગપર ક્રોધ કદી આણે;
ગાંડાઇની ઘેલછાને આવે નવ બાણે. ક્રોધ૦ ૨
ક્રોધી થઇ કોઇ વાર આંખ્યો નવ ફેરે;
ભૃકુટિ ચઢાવી નવ ગુરૂકદી હેરે. ,, ૩
છાતીમાં મૂઠ્ઠી નવ ક્રોધથકી મારે;
ક્રોધમાં કરે ન કુંડું કે કદીએ ધારે. ,, ૪
ક્રોધી આવે કોઇ પાસે તેને શાંતિ આપે;
ક્રોધી જનકેરાં કષ્ટ ગુરૂદેવ કાપે. ,, ૫
એમ ક્રોધ જીત્યો જેણે તેને ગુરૂ કે'વો;
ગુરૂકેરો ધર્મ ધાર્યો દંડવત દેવો. ,, ૬
જીતવો જે ક્રોધ તે તો મહાકાર્ય મોટું;
છત વિના હોય તેને લાગે અતિ છોટું. ,, ૭
હિસાબે ન ગણે તેને એક ગાળ દેવી;
ક્રોધ ચઢશે તરત નથી લક્ષ્મી લેવી. ,, ૮

---

૧ તીખી ઇ૦—ગુરૂ કદી તપી જઇને વાણી રૂપી તીખી ( તરવાર ) તાણે નહિ. અથવા તીખી ( તીક્ષ્ણ કે કડવી ) વાણી ભણે (ઉચ્ચરે) નહિ. અથવા કોઈ તીખી વાણી ઉચ્ચરે તોપણ તે તપી ન જાય.

૨ બાણે નવ આવે—ક્રોધથી થયેલી ગાંડાઇની ઘેલછા રૂપી બાણમાં પકડાતા નથી.

૮ હિસાબે ઇ૦—જે માણસ ક્રોધ જીતવો એમાં તે શું ? એમ ક્રોધનો હિસાબે ન ગણતો હોય તેને એક ગાળ દેઇ જોવી.

એવા ક્રોધને તો જીતે ગુરૂદેવ ઝટે;
નમે કોણ નહિ તેને પડી કટોકટે. ક્રોધ૦ ૯
ધીર ધણી ધીંગો ગુરૂ એ તો ધર્મ ધારે;
વંઠી જાય તેની સંગે તેને કોણ વારે ? „ ૧૦

### પદ ૯ મું.

સાધ્ય કર્યું જેણે સહુ તે તે ગુરૂદેવા;
જાય સમજી તે ઝટ શિષ્યકેરી સેવા. ટેક. ૧
મળમૂત્ર કર્યાં સાધ્ય ગુરૂદેવે જાણી;
ભોજન પર ન ભાવ સાધ્ય કર્યું પાણી. સાધ્ય૦ ૨
વૃત્તિઓને કરી સાધ્ય મન કર્યું તાબે;
લુંટવાનું રહ્યું નવ કશું થાય કાબે ? સાધ્ય૦ ૩
જે જે અન્ય લોકમાંહી અવળું તો લહિયે;
તે તો સહુ સવળું ગુરૂજીમાંહો કહિયે. સાધ્ય૦ ૪
ત્યારે જાણવો કે આ તો ગુરૂધર્મ સાચો;
બીજા બોલે ગુરૂપદ મારવો તમાચો ! સાધ્ય૦ ૫
જ્યારે જોઇએ ધર્મ એવો ત્યારે ગુરૂ કહેવા;
ભલે શિષ્ય થઇ તેની સાધવી તો સેવા. સાધ્ય૦ ૬
નીકર ન ગુરૂપદ આપી કોને દેવું;
મોંઘામાં મોંઘી વસ્તુ એ તો જાણો સહુ જેવું. સાધ્ય૦ ૭
ત્યારે તો થાય મોટી હાણ, સાચું અમે ભાખ્યું;
આચરણ જે ગુરૂકેરૂં આજ અમે દાખ્યું. સાધ્ય૦ ૮

---

૯ કટોકટે—તુરતા તુરત. ૧ સાધ્ય કર્યું—તાબે કર્યું. ૩ વૃત્તિઓ—(મનની). કાબે—કાબાએ —લુંટારાએ.

માનવું હોય તે માનો ધર્મ ગુરૂકેરો;
એવો ગુરૂ શોધી કાઢો ટળે જેથી ફેરો. સાધ્ય૦ ૯
ધીરવીર થાઓ તોય ગુરૂ એવા ક્યાંથી;
તપાસતાં કોક મળે આવી ચઢયા ત્યાંથી. સાધ્ય૦ ૧૦

## પુષ્પ ૧૦ મું.

દયા દિલમાંહી ગુરૂદેવને ઘણેરી;
નિર્દયપણાની વાતો સહુ મારે ફેરી. ટેક. ૧
ક્રૂરપણું નાશી જાય ગુરૂદેવ દેખી;
દયાનો દરિયાવ થાય અન્યને ઉવેખી. દયા૦ ૨
સર્વ જીવજંતુપર દયા ગુરૂ રાખે;
ભૂંડું થાય એવું કદી કોઇનું ન ભાખે. દયા૦ ૩
ભવિષ્યની વાત જાણી લાગે દયાકામે;
નિર્દયને દયા કરે ભેદ નહિ નામે. દયા૦ ૪
દયાની દુકાન માંડી બેસે ગુરૂદેવા;
તોય નહિ તેમને તો કાંઇ લેવા દેવા. દયા૦ ૫
દિલ માંહી ભરી રાખે દયા એક બાઇ;
લેનારો મળે ન કોઇ ઘણા મરે ધાઇ. દયા૦ ૬
કોક લેઇ જાય હાટ જોઇને ઉઘાડું;
ધન્ય ગુરૂદેવ એથી વધુ શું દેખાડું ! દયા૦ ૭
દયાના દરિયાવ થવું ધર્મ ગુરૂકેરો;
જાણ્યો જેણે એવો ધર્મ ટળ્યો તેનો ફેરો. દયા૦ ૮
દયાળ જે કૃત્ય કરે, ગુરૂકરે સર્વે;
દયાળ તો કદી કદી આવે જાણો ગર્વે. દયા૦ ૯

---

૪ દયાકામે—દયા કરવાના કામમાં.

ધીર ગુરૂદેવ કદી ગર્વે નવ આવે;
મોટામાં મોટો ગુરૂધર્મ જેને તો ભાવે. દયા૦ ૧૦

## પદ ૧૧ મું.

જણાય જે નર અને સહુ વળી નારી;
રૂપ રૂપનો ભંડાર સુત હોય ભારી. ટેક. ૧
સુતાની સમાન હોય કોઇ નવ સારૂં;
એમ જક્ત આખું એક રાહમાં ઉચ્ચારૂં. જણાય૦ ૨
ગુરૂ ઘટભીંતર તો વાત એવી ધારે;
સર્વ તો સમાન ચિત્ત ભિન્નતા ન મારે. જણાય૦ ૩
પુરૂષ ને પ્રકૃતિથકી થયાં સર્વ જાણી;
એક છે નથી કો ભિન્ન એવું તો પિછાણી. જણાય૦ ૪
એ વાતનો નિર્ણય કરા ગુરૂદેવ નક્કી;
કેવા તો સ્વભાવે રે'તા સર્વમાંહી ટકી. જણાય૦ ૫
હોય કોઇ દુષ્ટ જન ગુરૂ દેવ દેખે;
એકતાના નિર્ણયે તે તેને ન ઉવેખે. જણાય૦ ૬
પારકા સ્વભાવકેરી નિંદા નવ કરતા;
પારકે અકૃત્ય કીધું ચિત્ત નવ ધરતા. જણાય૦ ૭
સારૂં કર્યું કોઇએ કંઇ તેને ન વખાણે;
બુરૂં કરનારનું ન બુરૂં કરી જાણે. જણાય૦ ૮
સ્તુતિ કોઇની ન કરે ધરી ટેક જાતે;
નિંદાનું ન નામ કદી વસમી તો વાતે. જણાય૦ ૯
ધીર ધર ધીરવાળા ગુરૂધર્મ જાણે,
દુનિયાને તારે તે તો કોણ ના વખાણે! જણાય૦ ૧૦

---

૬ એકતાના ઇ૦—સર્વત્ર એક બ્રહ્મ છે, એવો નિર્ણય કરીને.

## પદ ૧૨ મું.

શિષ્ય જાય કોઇ ગુરૂદેવકેરી પાસે;
મોજ આવે તેના પર આવે રૂડી આશે. ટેક. ૧
કરે ઉપદેશ તેને બેશી ગુરૂદેવા;
નિરખે સાચા શિષ્યકેરી ગુરૂજી તો સેવા શિષ્ય૦ ૨
કહે સમજાવી તેને ગુરૂદેવ આવું;
સમજી લે આજ તને સત્ય (તો) સમજાવું. શિષ્ય૦ ૩
જે નર યા નારી જાણો પરાયાને નિંદે;
( વળી ) પરાયા સ્વભાવને ન કદી એક વંદે. શિષ્ય૦ ૪
પારકે કર્યાં જે કર્મ તેને જે વખાણે;
ધિઃકારે ધણીની આગે ખોટું થવા જાણે; શિષ્ય૦ ૫
થાય તે નરની ગતિ કેવી નિરધારા;
શુદ્ધ મને તે સમજાવે શુદ્ધ ગુરૂ સારા. શિષ્ય૦ ૬
પરાયાને નિંદે વંદે તેહ નર જાણો;
મિથ્યાભૂત દ્વૈત માંહી કેવો તો પ્રમાણો. શિષ્ય૦ ૭
અભિનિવિષ્ટ થાય નક્કી એવું કરનારો;
જ્ઞાનની ગહન ગતિથકી તો પડનારો. શિષ્ય૦ ૮
જ્ઞાનકેરો સ્વાર્થ તેનો સિદ્ધ નવ થાયે;
ભ્રષ્ટ થાય ભુંડો સદા કર્મમાં કૂટાયે. શિષ્ય૦ ૯
ધીર એવી ધીર દેઇ જ્ઞાન ગુરૂ કરતા;

---

૭ મિથ્યાભૂત ઇ૦—આ મિથ્યાભૂત ( ભ્રમ રૂપ ) દ્વૈત( માયાના પ્રપંચ )માં તે કેવો કહેવાય તે તમે પ્રમાણો.

૮ અભિનિવિષ્ટ—( બીજાની નિંદા કરવાના ) અભિનિવેશ( આગ્રહ )વાળો. અથવા નિંદા રૂપી વાસનાના વળગાડવાળો. જ્ઞાનની ઇ૦—જ્ઞાનની ગહન ગતિથી તે પડનારો થાય છે—અર્થાત્ તેને જ્ઞાન પ્રાપ્ત થતું નથી !

ધન્ય ગુરૂદેવ એવા જેણે ઘણા તરતા. શિષ્ય૦ ૧૦

## પદ ૧૩ મું.

વળી શિષ્ય જોઇ કને ગુરૂ એવું ભાખે;
સમજ સમજાવું તને અમૃત જો ચાખે. ટેક. ૧
દેહની ઇંદ્રિયો સર્વ નિદ્રાથી જીતાયે;
ત્યારે દેહમાં રહેલો જીવ કેવો થાયે. વળી૦ ૨
મળે એને કશું તે તો કથી આજ દાખું;
સમજી જા શિષ્ય ઝટ ખરેખરૂં ભાખું. વળી૦ ૩
કેવળ મનનીવડે સ્વપ્ન રૂપ માયા;
પામે છે એ જીવ તારો જાણ્ય એ કમાયા! વળી૦ ૪
થાય જ્યારે મન તારૂં લીન તેણી વારે;
ભાન જાય ભાગી તારૂં તેથી શું વિચારે. વળી૦ ૫
મૃત્યુ પામી પડે ત્યારે નિશ્ચે કહું માને;
અથવા સુષુપ્તિકેરે આવી બેસે બાને. વળી૦ ૬
એવી પેરે ભેદબુદ્ધિ જેહ નર ધારે;
જ્ઞાની મુનિ દશા તેની આવી તો વિચારે. વળી૦ ૭
દ્વૈતાભિનિવેશવાળો થાય નર સાચે;
વિક્ષેપને પામે તે તો ભરે જળ ઘટ કાચે. વળી૦ ૮

---

૬ અથવા ઇ૦—અથવા તુ સુષુપ્તિના બાહાનામાં આવી બેસે—સુષુપ્તિ અવસ્થા પામે।

૮ દ્વૈતાભિનિવેશવાળો—માયાના દૃઢ આગ્રહવાળો—માયાની વાસનાવાળો. અથવા સંસારમાં નાના પ્રકારના ભોગ ભોગવવાનું તથા જીવવાનું છે તે મૃત્યુથી જતું રહેશે, એવું જે મનુષ્ય માત્રના મનમાં રહેછે તેને યોગશાસ્ત્રમાં અભિનિવેશ કહે છે. વિક્ષેપ—સમાધિમાં અડચણ કરનારી

લયને પામે તે પછી ગુરૂદેવ કહેતા;
સંશય ન રાખે રજ શુદ્ધ થઇ રહેતા. વળી૦ ૯
ધીર દૃઢ ગુરૂ એવા મહાભાગ્યે મળતા;
વંઠેલાના વાંકા ગ્રહ તેનાથકી વળતા. વળી૦ ૧૦

## પદ ૧૪ મું.

શિષ્યને સમજાવે ગુરૂદેવ આણી રીતે;
દૃઢપણું ધ્યાને ધારી આવે ગુરૂ પ્રીતે. ટેક. ૧
કહે ગુરૂદેવ રોજ જાગ્રત અવસ્થા;
તેના જે અભિમાની તે માનવા અમસ્તા. શિષ્યને૦ ૨
એવું અભિમાની જકત જુક્તિએ જણાવે;
તે જકતને સુષુપ્તિકેરૂં ભાન તો કરાવે. શિષ્યને૦ ૩
સુષુપ્તિ અવસ્થાકેરા અભિમાનકેરૂં;
પ્રાજ્ઞ સાથે સંબંધનું દર્શાવતા ડેરૂં. શિષ્યને૦ ૪
થાય એ સંબંધ જ્યારે ત્યારે કેવું થાયે;
ભોગમાંથી ભ્રષ્ટ થાયે સર્વ તો તજાયે. શિષ્યને૦ ૫
ત્યાર પછે આત્માકેરૂં સર્વ ગુરૂ દાખે;

---

ઉપાધિઓ, જેવી કે વ્યાધિ. જડતા, અસ્થિરતા, નિદ્રા, વગેરે. ચિત્ત એકાગ્ર કર્યું હોય ત્યાંથી છટકીને તે જૂદા જૂદા વિષયોમાં જાયછે, તેને પણ વિક્ષેપ કહેછે. ૯ લય—નાશ. ૧૦ વળતા—પાંશરા થતા।

૨ અભિમાની ઇ૦—જાગ્રત વગેરે અવસ્થાઓ મારી છે એમ માનનાર જીવને તેનો અભિમાની કહે છે. તથા તે જૂદી જૂદી અવસ્થા પરત્વે તેનાં જૂદાં જૂદાં નામ પાડેલાં છે. એટલે જાગ્રતનો અભિમાની વિશ્વ કહેવાય છે, સ્વપ્નનો અભિમાની તૈજસ કહેવાય છે, અને સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ કહેવાય છે.—( વેદાંત ).

આત્મા ને અનાત્માકેરા પદાર્થનું પાખે: શિષ્યને૦ ૬
અનાત્મ પદાર્થથકી આત્માને જાણાવે;
થાય તેના સંબંધથી ભ્રષ્ટ તે ભણાવે. શિષ્યને૦ ૭
એવી એવી વાતો મારા ગુરૂદેવ દાખે;
હોય શાણો શિષ્ય તે તો સુધારસ ચાખે. શિષ્યને૦ ૮
આઠે પહોર સાઠે ઘડી ઉપદેશ કરતા;
યથાશક્તિએ તરે છે જીવ સારા નરતા. શિષ્યને૦ ૯
ઘરકામ એટલું તો ગુરૂદેવ ધારે;
બરબડ ન બીજી કશી મન દૃઢ ભારે. શિષ્યને૦ ૧૦

## પદ ૧૫ મું.

અદ્વૈતની વાતો ઘણી ગુરૂદેવ ભાખે;
દ્વૈત કહી મિથ્યા ગુરૂ પ્રત્યક્ષ તો દાખે. ટેક. ૧
દ્વૈત મિથ્યાકેરો નિશ્ચય જ્યારે તો કરાવે;
ત્યારે સ્તુતિ નિંદા એક આરે ઉચરાવે. અદ્વૈતની૦ ૨
જાણ્યું દ્વૈત મિથ્યા જ્યારે મન માંહી ભાઇ;
ત્યારે નિંદા સ્તુતિ કોની જાણે તું તો ગાઇ. ,, ૩
ક્રિયા વિધેથકી વર્ણન કરે કહે એતું;

---

૬ અનાત્મા—જડ. ૭ જણાવે ઇ૦—અનાત્મ પદાર્થોથી આત્મા જૂદો છે, એમ જ્ઞાન કરે છે. તેના સંબંધથી—અનાત્મ પદાર્થોના સંબંધથી.

૧ અદ્વૈત—એક બ્રહ્મ. દ્વૈત—બ્રહ્મ અને માયા એવાં બે વાનાં જે સત્ય પ્રતીત થાય છે તે.

૨ દ્વૈત મિથ્યાકેરો ઇ૦— "ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः —"બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે; જીવ એ બ્રહ્મજ છે, બીજું કોઇ નથી" એવો નિશ્ચય.

નથી રહેવાનુંજ નકી પ્રમાણ પૂરૂં એનું. અદ્વૈતની૦ ૪
એમ વખાણ ને નિંદા દ્વૈત જણાવી મૂકાવે;
ધન્ય ગુરૂદેવ ધર્મે ચોટચને ચૂકાવે. „ ૫
દ્વૈતને જણાવે ગુરૂ મિથ્યા તો પદાર્થ;
પછે ભણાવે ગુરૂજી શોધી શુભ સાર્થ. „ ૬
મિથ્યા ઠર્યું દ્વૈત પછે તેમાં કશું સારૂં;
વિચારી જો શિષ્ય મારા કયું છે નઠારૂં. „ ૭
એમાં તું વિચાર કરચ સુખ કેવું હોચે;
વિચારી જો દુઃખકેરી પળ કયાંહી જોચે. „ ૮
જણાશે ન તુંને કાંઇ નિશ્ચે માન મારૂં;
નિર્ણય એવો કરાવે વાત હું વિચારૂં. „ ૯
ધીર ધન્ય ગુરૂધર્મ જેહ એવો ધારે;
લળી લળી નિત્ય તેને નમવું અમારે. „ ૧૦

## પદ ૧૬ સું.

કારમાં કારણ કહે ગુરૂદેવ ઘાટે;
તોપણ ન આવે કદી ગુરૂ ઠાઠમાઠે. ટેક. ૧
કહે તારા મુખથકી વાણી જે બોલાચે;
તેનાથકી તારો વધાનો વે'પાર થાચે. કારમાં૦ ૨
તારી ઇંદ્રિયોથકી જે સહુ તો જણાચે;
તારા મનથકી ભલું ભૂંડું તો ભણાચે. કારમાં૦ ૩

---

૪ ક્રિયા ષ૦—એનું ( દ્વૈતનું ) વર્ણન તું કયા વિષયથી કરે છે ? અર્થાત્ જો દ્વૈતજ નથી તો વર્ણન કરનાર અને વર્ણ્ય એ બન્ને પણ નથી માટે વર્ણનનોજ સંભવ નથી. ૫ દ્વૈત જણાવી—દ્વૈતને મિથ્યા જણાવીને. ૧ કારમાં—અજાયબ જેવાં. ૨ વધાનો—બોલ્યાનો.

તારૂં ચિત્ત ચણે ચોટચ અનેક અપારી;
તારા મીત ધારે તને મોટો તો વે'પારી. કારમાં૦ ૪
તારાં સગાં ધારે તુંને પ્રાણથકી પ્યારો;
એ ખોટું છે સર્વ જાણય બોધ્ય એ અમારો. કારમાં૦ ૫
દૃષ્ટાંતથી સિદ્ધાંતને સમજી જા વહેલો;
પ્રતિબિંબનો વિચાર કરચ થઇશ નવ ઘેલો. કારમાં૦ ૬
સામો થાય ધ્વનિ તેને મનમાં વિચારે;
દોરડીનો સર્પ તારી ધ્યાનમાં તું ધારે. કારમાં૦ ૭
એ ખોટાં છે એવું તો તું નિશ્ચે કરી જાણે;
તોય કંપી ઊઠે કાય ન જમે ભરે ભાણે. કારમાં૦ ૮
એમ આપે ભય એ તો તેમ દેહાદિક આપે;
એ છે બન્ને ખોટાં ભાઇ તાપ શેણે તાપે. કારમાં૦ ૯
ધીર લય થયા નવ ત્યાં સુધી ભે ભૂંડો;
ઉપદેશ દે એવો ગુરૂ હરનિશ રૂડો. કારમાં૦ ૧૦

---

૪ મીત—મિત્ર. ૬ પ્રતિબિંબનો ઇ૦—જેમ જળમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ જળ રૂપ ઉપાધિને લીધે હાલતું જણાય છે તથાપિ તે અસત્ય છે અને બિંબભૂત ચંદ્ર તો સ્થિર છે; તેમ માયામાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ જે જીવ રૂપે કહેવાઇને અનેક વ્યાપારવાળું જણાય છે, તથાપિ તે અસત્ય છે અને બિંબભૂત ચૈતન્ય એજ સત્ય છે.

૭ સામો ઇ૦—એજ રીતે ધ્વનિ સત્ય છે અને પ્રતિધ્વનિ (પડઘા) મિથ્યા છે. દોરડીનો સર્પ ઇ૦—દોરડીમાં તિમિરાદિ દોષથી સર્પનો ભ્રમ થાયછે તેમ બ્રહ્મને વિષે અનાદિ અજ્ઞાનથી જીવરૂપનો ભ્રમ થાયછે; પણ જેમ પ્રકાશના યોગથી દોરડીનું જ્ઞાન થયે મિથ્યા સર્પ રહેતો નથી તેમ બ્રહ્મવિદ્યાના યોગથી બ્રહ્મનું જ્ઞાન થયેજી વત્વ પણ રહેતું નથી.

૧૦ લય ઇ૦—ધીરો કહેછે કે જ્યાં સુધી મનના એવા અસદ્ વિચાર લય થયા નથી ત્યાં સુધીજ સંસારરૂપી ભુંડો ભય રહેલો છે.

## પદ ૧૭ મું.

આત્માનું સ્વરૂપ ગુરૂદેવ દાખી દેતા;
શાંત જોઇ શિષ્ય સહુ ખરેખરૂં કહેતા. ટેક. ૧
સમજી જાય શુદ્ધ શિષ્ય વાર નવ લાગે;
ત્યારે ગુરૂદેવ તેના પર અનુરાગે. આત્માનું૦ ૨
આત્માનું સ્વરૂપ આજ ઓળખજો સર્વે;
લોભાશો ન અનાત્માતણા તો અતિ ગર્વે. આત્માનું૦ ૩
જેહ સૃજાય છે તેહ એવું તો વિચારો;
વળી જેહ સૃજે છે તે ચિત્તમાંહી ધારો. આત્માનું૦ ૪
વળી પળાય છે જેહ પૂરેપૂરો જાણી;
પાળનાર વળી તેને લેવો તો પ્રમાણી. આત્માનું૦ ૫
થાય છે સંહાર જેનો એવું તો વિચારો;
વળી સંહાર કર્ત્તાને તમે ચિત્તમાંહી ધારો. આત્માનું૦ ૬
એવા એવા ગુણ જ્યારે જુઓ તમે ભાઇ;
ત્યારે કરજો વિચાર ધ્યાને જજો ધાઇ આત્માનું૦ ૭
આ તો અવિનાશી ને અખંડાનંદ આત્મા;
ઓળખે એને જો પછે તો એ છે પરમાત્મા. આત્માનું૦ ૮
સહેલામાં સહેલી છે વાત શિષ્યો સહુ જાણો;
અમરધણીને વરો પ્રમાણે પ્રમાણો. આત્માનું૦ ૯
ધીર ધિંગડમલ્લ ધણી એમ તો જણાશે;
પુણ્ય હશે પૂરાં ત્યારે ચિત્તમાં ચણાશે. આત્માનું૦ ૧૦

## પદ ૧૮ મું.

જાણો જાણો એક વાત શિષ્ય તો જણાવું;

---

૪ સરજવું, પાળવું અને સંહારવું, એવું જે ત્રિગુણાત્મક સૃષ્ટિકાર્ય એ સર્વે અસત્ છે એમ વર્ણે છે: જેહ ૪૦.

ભણવાની વાત ભલી આજ તો ભણાવું. ટેક. ૧
જગતના અધિષ્ઠાન પરમાત્મા પૂરા;
ઇશ્વરમાં ઇશ્વર ને શૂરામાંહી શૂરા. જાણો૦ ૨
આનંદના ઉદ્દે સ્થાન રૂડા માંહી રૂડા;
તેને કોઇ કહી નવ શકે કદી કૂડા. જાણો૦ ૩
અખંડાનંદ અવિગત અવિનાશી જાણો;
એવા કોણ પ્રભુ તે તો મારાથી પ્રમાણો. જાણો૦ ૪
જે તમારા આત્મા એ તો એવા પ્રભુ જાણો;
પ્રતીતિ કરી હૈડે અને વચન પ્રમાણો. જાણો૦ ૫
એહ આત્મા અનુભવો જ્યારે તમે ભાઇ;
ત્યારે તો જાણશો કેવી જગતશુ સગાઇ. જાણો૦ ૬
જેહ આત્મા તેહ જાણો જગત જે દેખાયે;
ફેર રજ નથી કાંઇ પ્રતીતે પેખાયે. જાણો૦ ૭
નર અને નારી વળી પુત્ર અને પુત્રી;
પશુ અને પક્ષી મહાસૂત્ર અને સૂત્રી. જાણો૦ ૮
રંગ ને બિરંગ નામ અને તો અનામી;
ગુરૂ અને શિષ્ય વળી કામી ને અકામી. જાણો૦ ૯
ધીર સર્વ જગત એ તો આત્મારામ જાણો;
પ્રતીતિ થાય પૂર્ણ જ્યારે પૂરો તો પિછાણો. જાણો૦ ૧૦

---

૨ અધિષ્ઠાન—સ્થાનરૂપ અધિષ્ઠાન એ વેદાંતનો પારિભાષિક શબ્દ છે. જેને વિષે બીજી વસ્તુનો ભ્રમ થાય તેને અધિષ્ઠાન કહેવું, એવું એનું લક્ષણ છે. જેમ, દોરડીમાં સર્પનો ભ્રમ થાય છે માટે સર્પના ભ્રમનું અધિષ્ઠાન દોરડી કહેવાય છે; તેમજ આત્માને વિષે જગત્ રૂપ ભ્રમ થાયછે માટે જગત્નું અધિષ્ઠાન આત્મા કહેવાય છે. ૪ અવિગત-નિત્ય.

૧૦ પૂરો પિછાણો—આત્માને તત્વતઃ જાણો ત્યારે આત્મા સત્ છે, માટે જ્યાં જ્યાં અસ્તિત્વ માલમ પડે ત્યાં ત્યાં તેને જાણવો;

## પદ ૧૯ મું.

ગુરૂ કહે આજ એક નિર્ણય કરાવું;
બારે માંહી બારે બાર અંતર ભરાવું. ટેક. ૧
સમજો તો જાવ તરી સહેલામાંહી સહેલું;
મોટા મોટા શબ્દ નહિ ભાષણમાં મેલું. ગુરૂ૦ ૨
આત્મા હશે ગોળાકાર કે હશે કંઇ લાંબો;
આત્મા હશે અશ્વત્થ કે આત્મા હશે આંબો. ગુરૂ૦ ૩
આત્મા હશે હરણ કે હશે વાઘ ભાઇ;
આત્મા હશે પુત્ર પુત્રી સાચી જે સગાઇ. ગુરૂ૦ ૪
એવું એવુ ઘણું ગ્રહો આત્માકેરે કાજે;
નથી ખરૂં કોઇ નિશ્ચે આવવું ન વાજે. ગુરૂ૦ ૫
આત્મા નથી ઝાડ પા'ડ આત્મા નથી જ્યોતિ;
આત્મા નથી મરજીવો કે આત્મા નથી મોતી. ગુરૂ૦ ૬
આત્મા નથી રાણી રાજ આત્મા નથી રાગી;
આત્મા નથી જોગી ભોગી આત્મા નથી ત્યાગી. ગુરૂ૦ ૭
આત્મા નથી રામકૃષ્ણ આત્મા નથી આઘો;
આત્મા સ્વચ્છ નથી કે નથી એને ડાઘો. ગુરૂ૦ ૮
આત્મા દેવ નથી જેહ દેરામાંહી બેઠો;

---

આત્મા ચિત્ છે, માટે જ્યાં જ્યાં જાણવાપણું માલમ પડે ત્યાં ત્યાં એજ આત્મા જાણવો; અને આત્મા આનંદ છે માટે જ્યાં જ્યાં આનંદ માલમ પડે ત્યાં પણ તેજ છે.

૩ અશ્વત્થ-પીપળો. ૬ "यद्दष्टं तन्नष्टं—જે જોવામાં આવે છે તે નાશવંત છે" એ ન્યાયથી સઘળા નામરૂપાત્મક પદાર્થો આત્મા નથી એમ વ્યતિરેક કરીને આત્માને ઓળખાવે છે: આત્મા નથી ઇ૦.

નથી આત્મા ઉંચે ભાઇ કે નથી એતો હેઠો. ગુરૂ૦ ૯
નોખામાં છે નોખો એતો સહુથકી જાણો;
ધીર ધરો ત્યારે એને પૂર્ણ તો પ્રમાણો. ગુરૂ૦ ૧૦

## પદ ૨૦ મું.

સમજાવે શિષ્ય એમ મોજ મન આવે;
મોજ મન આવે ત્યારે બોલ્યાનું ન ભાવે. ટેક. ૧
મોજ માંહી થાય વાતો મોજ માંહી માણે;
મોજીલો કહેવાય નવ મન તુર્ત તાણે. સમજાવે૦ ૨
આનંદ અપાર રાખે આનંદ ન લેખે;
આત્માની પ્રતીતિ નિશદિન ગુરૂ પેખે. સમજાવે૦ ૩
એવા ગુરૂ મળે મહાભાગ્ય બળ હોયે;
ગુરૂધર્મ જાણે એવા સોવસા એ સોયે. સમજાવે૦ ૪
ગુરૂધર્મકેરા ઘાટ આવા તો ઘડાયે;
બીજા ગુરૂ દશા જાણે ન, ઉંચલ્યા ઉંચલાયે. સમજાવે૦ ૫
ભડકે ભેંશ એવાં ટીલાં બીજા ગુરૂ કરતા;
મેં કહ્યા એવા તો કાંઇ ભેખ નવ ધરતા. સમજાવે૦ ૬
ભેખને ભગાડી કાઢ્યા ટેક એક રાખી;
વિવેકની વાતો માંહી શ્યામ રાખ્યા સાખી. સમજાવે૦ ૭
ગુરૂધર્મ આવા જુઓ તેને તમે માનો;
તાતામાતા જોઇ કદી ધરો નવ તાનો. સમજાવે૦ ૮
તરવું હોય તો જો જો કહ્યું મેં જે મુખે;
તરી જશો અને વસો સદા તમે સુખે. સમજાવે૦ ૯

---

૧૦ પૂર્ણ ઇ૦—અર્થાત્ જેને નામ અને રૂપ નથી એવો સર્વનો જાણનારો એ આત્મા છે. ૩ પ્રતીતિ—અર્થાત્ પ્રત્યક્ષપણું.

ધીર ધરો ધીરાકેરૂં માની સહુ જાતે;
કીર્તિ નવ કૂડી થાય વાવો સારા વાતે. સમજાવે૦ ૧૦

---

## શિષ્યધર્મ.

### પદ ૧ લું.

શિષ્ય સાચો રે સાચો;
તેનાં લક્ષણ કેવાં તે વાંચો. ટેક. ૧
ગુરૂજીને ગમતું તે કરતો;
ગુરૂજીથકી રહેતો ડરતો. શિષ્ય૦ ૨
ગણ્યા ગુરૂ સહુથકી મોટા;
ગુરૂથી માન્યા સહુ ખોટા. શિષ્ય૦ ૩
ગુરૂજી તે તો દેવના દેવ;
માની ગુરૂજીની સાચી સેવ. શિષ્ય૦ ૪
ગુરૂજી વિના અધઘડી નવ ચાલે;
ગુરૂજી વિના મન તો નવ મા'લે. શિષ્ય૦ ૫
ખાતાં પીતાં ગુરૂજીનું નામ;
બેસતાં ઊઠતાં એનું એ કામ. શિષ્ય૦ ૬
ભજન કરવું નિશદિન જેનું;
માનો સફળ જીવ્યું તો તેનું. શિષ્ય૦ ૭
ગુરૂધર્મ જાણ્યો તેણે ખરો;
એવા ભાવથી શિષ્યો તરો. શિષ્ય૦ ૮
ગોવિંદથી મોટા ગુરૂદેવ;
મુક્તિપદ આપે તતખેવ. શિષ્ય૦ ૯
રામ નામની ધૂન લગાવે;

ધીરો તો સદ્‌ગુરૂજીને જગાવે. શિષ્ય૦ ૧૦

## પદ ૨ જું.

એકાગ્ર ચિત્ત રાખી રે, ગુરૂજીને ભજવા;
માન્યા તે તો સાચા, પછે નવ તજવા. ટેક. ૧
જીભને સોંપવું પછે કામ;
તારે તો ગુરૂગુણ ગાવા તમામ. એકાગ્ર૦ ૨
કામ બીજું વિસારવું જાણ;
ન ધરવું અન્ય બોલ્યાનું પ્રમાણ. એકાગ્ર૦ ૩
ગુરૂ નામ વિના નવ જાપ;
એ તો મોટાઇને એ માપ. એકાગ્ર૦ ૪
તારૂં કાર્ય જે કરવાનું સાર;
તે તો ગુરૂનો કરવો ઉચ્ચાર. એકાગ્ર૦ ૫
બીજું કારજ કંઇ નવ કરવું;
ગુરૂસેવામાં સર્વે ભરવું. એકાગ્ર૦ ૬
વિધવિધ લેવા નવ સ્વાદ;
ગુરૂસેવાનો રાખવો નાદ. એકાગ્ર૦ ૭
પ્રમાદને પરો કરી જાણ;
ગોતવા ગોવિંદ મહાપ્રાણ. એકાગ્ર૦ ૮
ધિંગડમલ થઇ ધ્યાને ધાવું;
અમરવરની ખોળ્યમાં જાવું. એકાગ્ર૦ ૯
અડગ અજે કરવી કાયા;

---

૧૦ રાગ ઇ૦—રામનામની ધૂન લગાવીને ધીરો સદ્‌ગુરૂજીને જગાવે છે—ઊંઘમાંથી ઊઠાડે છે. અર્થાત્ તેમને જગાડવાને બીજે પ્રકારે જવું નહિ.

૮પ્રમાદ—ગાફલપણું.

કરંદા કિરતારની જાણવી માયા. એકાગ્ર૦ ૧૦

## પદ ૩ જું.

શીખામણ તો દેવી રે, મનડાને તારે;
જે સાચે સાચે સર્વે માને, એવું કે'વું છે મારે. ટેક. ૧
સદ્‌ગુરૂ જે જાપ જપે તે ધ્યાને ધરવો;
સદ્‌ગુરૂ બોધ કરે તે અભરે ભરવો. શીખામણ૦ ૨
સદ્‌ગુરૂ કથા કરે જેહ;
ધ્યાનમાં રાખવી નિશદિન તેહ. શીખામણ૦ ૩
વરસે ઘટા થયા વિણ મેહ;
વીજળી ઝબૂકે ને કંપે દેહ. શીખામણ૦ ૪
ઝરમર ઝરમર મેહુલો વરસે;
ચાતકની પેરે રહેવું તરશ્યે. શીખામણ૦ ૫
આખર તરશ્યા ન રહેવાય જાણ;
સ્પર્શે ગુરૂદેવ જોઇ પ્રમાણ. શીખામણ૦ ૬
ગુરૂદેવ સ્પર્શે જ્યારે અંગ;
ત્યારે તો થઇ રહે નટવા રંગ. શીખામણ૦ ૭
ધરે તું તેમના પર વિશ્વાસ;
પહોચે તેમાં તારી ઘણી આશ. શીખામણ૦ ૮
જય પામી જીતી તું જાય;
ઇંદ્રીનિગ્રહ તુંથી કરાય. શીખામણ૦ ૯

---

૧૦ અજે—અજય—ન જીતાય એવી. ૪ વરસે ઈ૦—તાળવામાં જળની ધારણા કરવા વડે તેમાંથી જે જળબિંદુ પડે છે તેને ઉદ્દેશીને આ કહ્યું છે. વીજળી ઝબૂકે—ધ્યાનાવસ્થામાં તે તેજ દેખાય તે. ૯ ઇંદ્રીનિગ્રહ—ઇંદ્રિયોને કબજે રાખવાં.

તારા મનમાં તું ધારયને, એવો નેમ. ટેક. ૧
પ્રેમીજન થઇને રહે તું સદાય;
અપ્રેમીજન થા નવ કદાય. તું પ્રેમ૦ ૨
ગુરૂ પર પૂર્ણ ધરવો તારે પ્રેમ;
એથી મળશે શાંતિ ને તુંને ક્ષેમ. તું પ્રેમ૦ ૩
પ્રેમદા પ્રેમ જાર પર ધરે જેમ;
પ્રેમ તેવો તું ધારજે તેમ. તું પ્રેમ૦ ૪
પ્રેમે તરી ગયા કેટલા જન;
પ્રેમે થયા કેટલા પાવન. તું પ્રેમ૦ ૫
તે તો સુણજે લોકની વાતો;
તેમાં જોજે ખત્તા તું ખાતો. તું પ્રેમ૦ ૬
પ્રેમ કરીશ ન કોના પર;
માનજે પ્રેમપાત્ર ગુરૂજી વર. તું પ્રેમ૦ ૭
પ્રેમ ધારીશ તેમનો પૂરો;
તો જય પામી થઇશ શૂરો. તું પ્રેમ૦ ૮
અધૂરો નહિ રહે અણુમાત્ર;
બની જઇશ તું સાચું પાત્ર. તું પ્રેમ૦ ૯
તારૂં ગાત્ર ઘવાયું નહિ કહેવાય;
ધીર ધરાશે અમર તેં કાય. તું પ્રેમ૦ ૧૦

## પદ ૬ ઠું.

તારે તો કીર્તન કરવું રે, ગુરૂદેવનું નિત્યે;
રંગમાંહી તો તારે, રહેવું રૂડી રીતે. ટેક. ૧
કેશવનું કીર્તન નવ કરવું;

૬ ખત્તા ખાતો—( ન જોઇએ ત્યાં પ્રેમ કરવાથી ).

બ્રાહ્મણ કરાવે તો નવ કરવું. તારે૦ ૨
કીર્તન કરવું ગુરૂનું તારે;
સાચી વાત કહેવી છે મારે. તારે૦ ૩
સાચો શિષ્ય થઇશ ત્યારે તુંય;
બીજું કાંઇ નથી કહેતો હુંય. તારે૦ ૪
નિશદિન કરીશ કીર્તન જ્યારે;
આવ્યું તરવાનું નિકટ ત્યારે. તારે૦ ૫
ગુરૂ દે ગોવિંદને બતાવી;
તારૂં ટાળી દે નિર્મ્યું ભાવી. તારે૦ ૬
સૂતાં બેસતાં સમરજે સાર;
કરજે કીર્તન માની કીરતાર. તારે૦ ૭
સાચી સેવા જોશે ગુરૂદેવ;
રીઝશે તારા પર તતખેવ. તારે૦ ૮
ધન્ય ધન્ય મુખે કહેશે તુંને;
તેં તો અલ્યા! પ્રસન્ન કીધો મુને. તારે૦ ૯
ધીર એવી વાણી તું કઢાવે;
ગુરૂના અંતરમાં ઘણું ભાવે. તારે૦ ૧૦

---

૨ કેશવનું ક્ષ૦—ધીરાનો એમ કહેવામાં એ અભિપ્રાય છે કે ગુરૂ-ઉપદેશ વિના સ્વતઃ કલ્પનાથી હરિ ભજનારા પાર પડી શકતા નથી, માટે પ્રથમ ગુરૂઉપદેશ લેવો અને પછી તે જે માર્ગે દોરે તે માર્ગે જવું; પણ ગુરૂની દરકાર ન કરીને કેશવનું કીર્તન કરવું નહિ. જો કેશવકીર્તન નજ કરવું, એમ કહેવાનો ધીરાનો આશય હોત તો જ્ઞાનકક્કામાં છેવટે

"હહહા ભજ હરિયો રે, જેથી છૂટવું ધારી;
પલકમાં પાર ઉતારે રે, ત્રિભુવનપતિ દે તારી. ટેક.
હરિહરિ જપતાં હરિ તુંને મળશે, ટળશે સહુ સંતાપ;"

ઇત્યાદિ કહેત નહિ.

## પદ ૭ મું.

છે એક ગુરૂજી મારા રે, રસનાએ એવું કે'વું;
બીજા કોઇ નથી એમના જેવા, નામ નિશ્ચે લેવું. ટેક. ૧
રસનાને તો કારજ એ દેવું;
ખું'ચી તેનું કામ બીજું સહુ લેવું. છે એક૦ ૨
સ્મરણમાં સ્મરણ તો એ દેવું;
બીજું જૂઠું જાણવું તો તારે કેવું. છે એક૦ ૩
જેમ ઝાંઝવાનું જળ જૂઠું જાણે;
જેમ શૃંગ હરણનાં તું ઉર આણે. છે એક૦ ૪
જેમ ગંધર્વનગરને તું લેખે;
તેવું દૃષ્ટિ તારીએ અન્યને દેખે. છે એક૦ ૫
બીજું જીભે બોલવું જૂઠું માને;
વગોવાવું નહિ ખોટે વાને. છે એક૦ ૬
ગુરૂભજન ભડાકે જીભ વાળે;
સારૂં નરતું સહુ તેથી ટાળે. છે એક૦ ૭
સ્મરણમાં સ્મરણ ગુરૂનું સાચું;
પાકું શરીર થાયે ફીટી કાચું. છે એક૦ ૮
એવો મહિમા ગુરૂજીનો મોટો;
હોકારો ખોંખારો થાયે ખોટો. છે એક૦ ૯
ધીર ધણી તુંને ઓળખી જાયે;
પછી ગુરૂજીકેરો તું કહેવાયે. છે એક૦ ૧૦

---

૨ રસનાને—જીભને. અર્થાત્ ગુરૂના નામનું કીર્તન કરવું. ૪ શૃંગ—શીંગડાં. ગંધર્વનગર—આકાશમાંનો નગરનો દેખાવ.

## પદ ૮ મું.

હૈડે રાખવા હરજી રે, તારે હૈડે ધરવા;
કોઇ દિન બીજા વિચાર તો નવ કરવા. ટેક. ૧
તારા હૃદેને કમળ તારે કરવું;
છે બીડાએલું એવું ધરવું. હૈડે૦ ૨
ખાંતે ખીલતું નથી એ કો કાળે;
ઘણું બીડાયલું એને ભાવે. હૈડે૦ ૩
ગુરૂદેવ પ્રભાકર ઉગાડી;
પ્રફુલ્લિત કરવું કિરણ પહોચાડી. હૈડે૦ ૪
ધીમે ધીમે ખિલશે એ જ્યારે;
જ્યારે દૃઢ ભરૂસો નિરખે ત્યારે. હૈડે૦ ૫
જેમ જેમ ચઢશે ગુરૂકેરી ભક્તિ;
ત્યમ ત્યમ ખીલવાની વાધે શક્તિ. હૈડે૦ ૬
પૂર્ણ પ્રભાપ્રતાપ થશે ત્યારે;
હૃદે કમળ તો ખીલશે જ્યારે. હૈડે૦ ૭
પછે ગુરૂ પરાગ સમેત અલ્યા;
બીડી દેજે કમળ તું ભાવે ભલા. હૈડે૦ ૮
ઉઘડે તોય પરાગ ન લેઇશ દવા;
માનજે સાચેસાચી ગુરૂની સેવા. હૈડે૦ ૯
ધીર એવું હૃદે કમળ તારૂં થાશે;
ત્યારે ખરેખરૂં તું તો કમાશે. હૈડે૦ ૧૦

---

૨ હૃદયમાં ગુરૂભક્તિ રાખવી અને ગુરૂ વગર બીજાથી પ્રસન્ન ન થવું એવો ઉપદેશ કરે છે; તારા હૃ૦. ૩ બીડાયલું—બીડાયલું રહેવું. ૪ પ્રભાકર—સૂર્ય. ૭ પ્રભા—કાંતિ. ૮ પરાગ—રજ ( કમળમાંની ).

## પદ ૯ મું.

હૃદે રૂપ રાખે રે, ગુરૂ રસિલાકેરૂં;
એ છે દેવ મોટા ને, એ છે ડેરૂં. ટેક. ૧
ઘાટ ઘડાય કંઇ હૃદે તારે;
ઘાટ ગુરૂજીના ઘડવા ત્યારે. હૃદે૦ ૨
બીજા ઘાટ ઘડવા નવ કાંઇ;
સારા માઠા ઘાટ અરપ્યા તેં સાંઇ. ,, ૩
ગુરૂ વિના નવ જાણવું બીજું;
કહેવું ગુરૂ અમૃતઘનથી ભીંજું. ,, ૪
કોરૂંકટ હતું હૈડું તારૂં;
અમૃતવડે ભીંજાવવું સારૂં. ,, ૫
એ અમૃત તે ગુરૂની ભક્તિ;
હૃદે કરવું એવી ધરી આસક્તિ. ,, ૬
તારૂં હૃદે કમળ શુદ્ધ થાશે;
પછે તારાં દુઃખ સહુ નાશી જાશે. ,, ૭
હૃદે ગુરૂ હીરો રાખીશ જાળી;
તારે જાણવું ગઇ દુઃખકેરી ઘડી. ,, ૮
એવું કરીશ તો મુક્તિ મળશે;
ચૂકતાં ગુરૂજી નહિ ફળશે. ,, ૯
ધીર ધણીની ધીરજ તું ધારે;
બીજું કાંઇ નથી કહેવું અલ્યો અમારે. ,, ૧૦

---

૨ ઘાટ ઘડાય— વિચાર થાય. ૩ સારા ઇ૦— સારા કે માઠા ઘાટ તેં સાંઇને અરપ્યા, એમ જાણ. ૪ ગુરૂ અમૃતઘનં—ગુરૂ રૂપી અમૃતનો વર્ષાદ.

## પદ ૧૦ મું.

તારે તો પગ ચાંપવા રે, ગુરૂપગ ચાંપવા;
થયા અઘઓઘ તારા, સહુ સોંપવા. ટેક. ૧
ગુરૂ બેસે જ્યારે કોઇ વાર;
ત્યારે કર પગ ફેરવવો અપાર. તારે૦ ૨
પાદ કમળમાં નમવું નિત્યે;
પ્રેમ આણીને તારે તો પ્રીત્યે. તારે૦ ૩
ગુરૂદેવને ગમતું કરવું;
તેના ચરણમાં મસ્તક ધરવું. તારે૦ ૪
સૂઇ જાય જ્યારે ગુરૂદેવ;
તારે પાદ ચાંપ્યાની કરવી સેવ. તારે૦ ૫
ગુરૂજી નવ જાણે જેમ;
તેમ પાદ સેવવા આણી પ્રેમ. તારે૦ ૬
નિદ્રાવશ થાયે ગુરૂ જ્યારે;
કારજ કર્યા કરવું તે તો ત્યારે. તારે૦ ૭
મુખ્ય ગુરૂની સેવા માનવી;
એ ગયા ગોમતી ને એ જાન્હવી. તારે૦ ૮
એ જગન્નાથજીને એ રણછોડ;
એવા સેવામાં માનવા તેં કોડ. તારે૦ ૯
ધીરાનું કહ્યું માને જો તું સાચું;
ટળી જાશે તારૂં તન મન કાચું. તારે૦ ૧૦

---

૧ સોંપવા—( ગુરૂને ). અર્થાત્ ગુરૂ તારાં પાપ બાળી નાખશે.
૮ ગયા—એ નામનું તીર્થ—ગયાજી.

## પદ ૧૧ મું.

અર્પણ કરવો રે, અર્પણ કરવો ભાવ;
બીજી માથાફોડ સહુ મૂકી, સાધી લેવો દાવ. ટેક. ૧
ભાવ ભરપૂર ગુરૂપર ધરવો;
સંગ બીજાકેરો નવ કરવો. અર્પણ૦ ૨
દ્દઢભાવ થશે જ્યારે મન;
ત્યારે પ્રફુલ્લિત થશે તારૂં તન. અર્પણ૦ ૩
ભાવકેરી તો ભક્તિ કહેવાય;
સુખ ભાવવડે તો લેવાય. અર્પણ૦ ૪
દ્દઢભાવ થાય નઠારા પર;
મનમાં વાંચ્છયું હોય તેને વર. અર્પણ૦ ૫
તો તે નઠારૂં સારૂં થાય;
પછે સારાપરનો ભાવ કેવો કહેવાય? અર્પણ૦ ૬
ગુરૂભક્તિનો ધરવો જે ભાવ;
તેણે તો ઓળખવા આનંદી મા'ર. અર્પણ૦ ૭
ભાવે ભવસાગર ઘણા તરિયા;
ડૂબતા કંઇક પાર ઉતરિયા. અર્પણ૦ ૮
ભાવનો થાય જ્યારે અભાવ;
ત્યારે તો દુશ્મન સાધી લે દાવ. અર્પણ૦ ૯
ધીર ભાવની ભક્તિ તું કરજે;
ગુરૂવર સ્વામીને વા'લે તું વરજે. અર્પણ૦ ૧૦

---

૯ ભાવનો ઇ૦—જ્યારે ભાવનો અભાવ (નાસ્તિ) થાય—ભાવ રહે નહિ.

## પદ ૧૨ મું.

ધરે ભાવ તું તો મનમાં રે, કેવો તે કહું આજ;
મનવાંચ્છિત તારૂં ધાર્યું જે તે, થાશે સર્વે કાજ. ટેક. ૧
સોનામાં તારી સમજણ જો જાયે;
આહા ! એના ઘાટ કેવા કેવા થાયે. ધરે૦ ૨
પનોતી કેવી દીસે સુવર્ણથી મઢેલી;
જુવાન જ્યોતિ દીસે કેવી જડેલી. ધરે૦ ૩
સુવર્ણે સુવર્ણ ને કથીરે કથીર;
નથી એના જેવું કશામાં હીર. ધરે૦ ૪
ન સોને શ્યામ અડકે કોઇ કાળ;
જાગે તારા મનમાં એવી તો ઝાળ. ધરે૦ ૫
તો તું કારજ કરજે કેવું;
છે હું બતાવું તે જાણવા જેવું. ધરે૦ ૬
તેનાપર ભરોસો રાખજે ભારી;
જાણજે તુંને મેં દીધીછે તારી. ધરે૦ ૭
મારા ભાખ્યા પર હશે જો ભાવ;
તો તો મળી ગયા જાણજે મા'વ. ધરે૦ ૮
જ્યારે એવો ભાવ થાયે ઉત્પન્ન;
ત્યારે તું કરજે મનને પ્રસન્ન. ધરે૦ ૯
ધીર ભાવ ભાવે તુંને સોનું;
ઓઠું દેવું તારે ત્યારે કોનું ! ધરે૦ ૧૦

---

૫ શ્યામ—શ્યામતા—કાળાપણું. ૧૦ ધીરો કહે છે કે ભાવ ( શ્રદ્ધા ) રૂપી સોનું તને જ્યારે ભાવે ત્યારે તારે પછી બીજા કોનું ઓઠું ( અર્થાત્ દૃષ્ટાંત ) દેવું ? અર્થાત્ મારૂં દૃષ્ટાંત આપવું. જેમ ગુરૂ પર ભાવ રાખીને હું રી તરયો છું તેમ તું પણ તરી જહેશ.

## પદ ૬૩ મું.

થાય સોનાની સમજણ રે, ભરાય ભાવ અંતરમાં;
વિચાર કરવો તારે ત્યારે, તારા હૃદયઘરમાં. ટેક. ૧
મારા ગુરૂજી બેઠા તે છે સોનું;
બીજું સોનું લેવું મારે કોનું ? થાય૦ ૨
ઘડવા ગુરૂરૂપી સુવર્ણના ઘાટ;
ગણી મહામોંઘું ટાળવા ઉચ્ચાટ. થાય૦ ૩
ગુરૂ રૂપી સુવર્ણની કંઠી ઘડવી;
પે'રવી કોટે ન રાખવી અડવી. થાય૦ ૪
મરજીવા થઈ મૌક્તિક ગુરૂ લેવાં;
તે તો કડી ઠામે જડી તારે દેવાં. થાય૦ ૫
કરવા ગળચવા ને મોહનમાળા તેનાં;
ફાળકાકંઠી આદિ સહુ જેનાં. થાય૦ ૬
એમ વિધ વિધ કોટના ઘાટ;
કરવા ગુરૂ સુવર્ણ રૂપી તજી ઉચ્ચાટ. થાય૦ ૭
પછી પહેરાવવા કોટ ને કાને;
હૈડે હરખ ધરવો મહામાને. થાય૦ ૮
થાય મનસાના ઘાટ અઘાટ;
તેવા તારે કરવા તજી ઉચ્ચાટ. થાય૦ ૯
ધીર કોટ કાન એમ ઢંકાયાં;
જાણ સાચાં સુવર્ણ તેં સાંયાં. થાય૦ ૧૦

---

૯ થાય મ૦—જે અઘાટ હોય છે તે મનસાના ઘાટ થાય છે. અર્થાત્ મનવડે ગમે તેવા ઘાટ કલ્પી શકાય છે તો તારે ઉપર કહ્યા તેવા ઘાટ ઘડવા.

## પદ ૧૪ મું.

જોઇએ મારે બાજુબંધ રે, હાથે બાંધવા કાજે;
જડેલી પહોંચી, પહોંચે મારે રાજે. ટેક. ૧
પહોંચી વિના કદી મારે નવ ચાલે;
પહોંચી હોય તો મનડું મારૂં મા'લે. જોઇએ૦ ૨
બાજુબંધ ને પહોંચી ત્યારે તું કરજે;
નવઘરૂં ગુરૂકેરૂં કરીને ધરજે. જોઇએ૦ ૩
જડજે પહોંચીમાં પછે તે તું પૂરૂં;
મનનું માન્યું રાખીશ નવ અધૂરૂં. જોઇએ૦ ૪
એ પહોંચી પહેરી પનોતો થાજે;
ગુરૂ સુવર્ણ ગણી ગુણલા ગાજે. જોઇએ૦ ૫
પછે વેઢ વીંટીઓ કરજે મનથી;
તેમાં નંગ જડજે તું ગુરૂધનથી. જોઇએ૦ ૬
પછે પટકાવજે પાંચે આંગળિયે;
એવા સાચા શિષ્યને અમે કયારે કળિયે. જોઇએ૦ ૭
એમ હાથના દાગીના સર્વે;
તું તો ગુરૂરૂપ ધરી આવજે ગર્વે. જોઇએ૦ ૮
તારૂં કારજ સહુ સહેલું થાશે;
ગુરૂરૂપ દાગીને દુઃખ જાશે. જોઇએ૦ ૯
ધીરધણી તુજને ઢુંકો થાશે;
ગુરૂ ગોવિંદ કને લેઇ જાશે. જોઇએ૦ ૧૦

## પદ ૧૫ મું.

કટિકેરો કંદોરો રે, ધરીશ નવ રૂપાતણો;

---

૧ પહોંચે—હાથના પોંચા ઉપર. રાજે—શોભે. ૭ પટકાવજે—વર-ણાગીથી પેહેરજે.

મોંઘામાં મોંઘો તું ધરજે, સાચા સોનાકેરો અણચો. ટેક. ૧
કટિએ કંદોરો પહેરી બેસજે ભાઇ;
ગુરૂ સુવર્ણ રૂપતણી સમજી કમાઇ. કટિ૦ ૨
એક ભાગ તેનો વાંકો રાખે;
જે ન દેખે એવાને તું એ દાખે. કટિ૦ ૩
ઢબૂડીશ નવ ધોતિયામાં એને;
દેખાડજે તું તો જેને તેને. કટિ૦ ૪
કરાવજે કારીગિરી અપરમપારી;
ફૂદડિયો મૂકાવજે તે પર ભારી. કટિ૦ ૫
લટકાવજે કુંચિયો ઘણી તેણે;
રાખજે એક ગુરૂકેરી કુંચી એણે. કટિ૦ ૬
લાંબી કુંચિયો રાખજે તેમાં;
વાગે તો પીડા ન માનીશ એમાં. કટિ૦ ૭
ઝીણામાં ઝીણી સાંકળી કરાવી;
તેમાં રાખજે કુંચિયો ભરાવી. કટિ૦ ૮
એમ કટિનો કંદોરો થાશે;
ગુરૂ સુવર્ણના ઘાટ તું ગાશે. કટિ૦ ૯
ધીર તરી જઇશ ત્યારે તું ભાઇ;
આંટી પાડી એને રાખજે સાંઇ. કટિ૦ ૧૦

---

૩ વાંકો રાખે—વાંકી રીતે પહેરજે. ૪ ઢબૂડીશ—ઢાંકીશ. ૭ વાગે તો ઇ૦—( કેમકે હોંસનાં ધરેણાંનો પીડા બીજા લોકો મનથી માનતા નથી, તેમ તારે પણ કરવું ). ૧૦ આંટી પાડી ઇ૦—અર્થાત્ ગુરૂનો બોધ જવા દેઇશ નહિ.

## પદ ૧૬ મું.

પહેરજે ઇશકકેરી રે, અંગુઠિયો પાયે;
તે પણ સોનાની તું કરજે, પછે ધરજે કાયે. ટેક. ૧
પૂછે કોઈ તને આવી એવું;
આ અંગુઠિયોતણું ધતીંગ છે કેવું. પહેરજે૦ ૨
એ તો નારીઓ પહેરે તું શે પહેરે?
ત્યારે તું બોલજે ઘાંટે ઘેરે. પહેરજે૦ ૩
મારા ગુરૂરૂપ સુવર્ણની અંગુઠી;
એ મેં પહેરી આંબોઇ કરવાને બૂઠી! પહેરજે૦ ૪
બીજું કારણ નથી કંઇ એમાં;
નથી ખોટું બોલ્યા તણો ડર તો તેમાં. પહેરજે૦ ૫
એમ અલંકાર અંગે ધરજે;
બાકી રાખીશ નવ અભરે ભરજે. પહેરજે૦ ૬
ભાટ ભૂપ થવું હોય જો તારે;
તો તો તું પગ વિષે તોડો ધારે. પહેરજે૦ ૭
કહેજે ટેકનો તોડો મેં પહેર્યો;
હેલામાંહી જને જશે તે હેર્યો. પહેરજે૦ ૮
એ તોડા વિના તો મારે નવ ચાલે;
વાંકો ચાલજે જયમ જુવતી ભાલે. પહેરજે૦ ૯
ધીર ધણી રીઝી ત્યારે જાશે;
ગુરૂગમથી સહુ સારૂં થાશે. પહેરજે૦ ૧૦

---

૪ એ મેં ઇ૦—પુરૂષો અંગૂઠીઓ પહેરે ત્યારે જેવાં બાહાનાં કાઢે છે. તેવાં તું કાઢજે (અંગૂઠી વગેરે ઘરેણાં પહેરનારની હાસી કરી છે).

૫ અલંકાર પહેરવાની હોંસથી લોકો જૂઠું પણ બોલે છે તે કહે છે: નથી ઇ૦.

## પદ ૧૭ મું.

દાગીના જે જે ધરવા રે, તે તો સહુ મનમોજે;
ત્યારે તો તું તેવા ધરજે; હું તો કહું છું રોજે. ટેક. ૧
જડ પદાર્થના તું તો દાગીના ઘાલે;
મોંઘા મોંઘા છું કહીને મા'લે. દાગીના૦ ૨
ત્યારે ચેતન ગુરૂરૂપના તું ઘડાવે;
જેથી તને ફૂલતાં તો ઘણું ફાવે. દાગીના૦ ૩
જડના ઘાલતાં તને તે ડૂબાવે;
ગુરૂરૂપ દાગીનાકેરે આવે ભાવે. દાગીના૦ ૪
તો તું તરીજાયે નિશ્ચે તનથી;
મેં સાચેસાચું કહ્યું મોટા મનથી. દાગીના૦ ૫
જ્યાં ત્યાં મનસા તારી પૂરી થાશે;
પહેરે ગુરૂદાગીના તે ન વંખાશે. દાગીના૦ ૬
પરમાનંદ ભક્તિ તે તો પામે;
અવળચંડી શક્તિ સર્વે શામે. દાગીના૦ ૭
ધન્ય ગુરૂદેવ ધન્ય બુદ્ધિવાળા;
એવા ભાવની જપજે તું માળા. દાગીના૦ ૮
તરીજઇશ તેણે તું નિરધારા;
માઠા કોઇ દિન નહિ આવે મારા. દાગીના૦ ૯
ધીર ધણી તારી વાહારે ધાશે;
તારૂં આપ્યું પછે તે તો ખાશે ! દાગીના૦ ૧૦

## પદ ૧૮ મું.

ગુણલા પછે ગાવા રે, સાજ સુવર્ણના સજી;

૭ અવળચંડી શક્તિ—માયા.

ગુરૂદેવકેરે પાયે નમવું, પછે પૂર્ણ પ્રેમે ભજી. ટેક. ૧
તમે તો ગુરૂદેવ છો શંકર જેવા;
તમારી ન થાય હુંથી પૂરેપૂરી સેવા. ગુણલા૦ ૨
તમે થાઓ પ્રસન્ન જેણી વાર;
ઉતારી દો પલકમાં ધારો તો પાર. ગુણલા૦ ૩
તમો તો ભૂંડું ધારો જ્યારે ચિત્તે;
ત્યારે વાત વસમી થાયે વિત્તે. ગુણલા૦ ૪
કરી નાખો પલકમાં સંહાર;
ગુરૂદેવ તમારો ભારે છે ભાર. ગુણલા૦ ૫
જ્યાં તમે થાઓ પ્રસન્ન જેણી ઘડી;
તેને તો જવાહીરની જુક્તિ જડી. ગુણલા૦ ૬
અરપો મન માન્યા સહુ ભોગ;
હરી લ્યો અંગોઅંગના તમે રોગ. ગુણલા૦ ૭
શાપ મોટામાં મોટો થયો હોય;
જેને નવ ટાળી શકતું કોય. ગુણલા૦ ૮
તે તમે ગુરૂ ટાળો પલકની માંય;
ઘણા બૂડતાની ઝાલી તમે બાંય. ગુણલા૦ ૯
ધીર ગુરૂ મહાદેવના રૂપ;
ભજન ભાવે કરૂં ભૂમિના ભૂપ! ગુણલા૦ ૧૦

## પદ ૧૯ મું.

ગુરૂદેવ દયાળ રે, તમે વિષ્ણુ જેવા;
રૂપ ઘણાં ઘણાં તમે ધારી, અરપો મીઠા મેવા. ટેક. ૧

---

૧૦ ભૂમિના ભૂપ—ગુરૂનું સંબોધન—હે ગુરૂ રાજા!

ગમે તેણે ગમે તેવું કારજ કર્યું;
તે તો તમે જાણવું પલકમાં હર્યું. ગુરૂદેવ૦ ૨
છળભેદ પ્રપંચ કર્યા અનેક;
ગયા હોય વીસરી વંઠેલા વિવેક. ગુરૂદેવ૦ ૩
રાક્ષસ જેવા થયા હોય રાગી;
નવ જોતા હોય જૂઠી જુક્તિઓ જાગી. ગુરૂદેવ૦ ૪
તેને તમે જગાડો પેરે પેરે;
રમાડો મનાવો બોલાવી ઘેરે. ગુરૂદેવ૦ ૫
નવ માને જ્યારે તે તમારૂં;
ત્યારે તમે લગાડો તેને અતિ સારૂં. ગુરૂદેવ૦ ૬
કરો તેના ઘરનું તમો કારભારૂં;
તોય તેને લાગે નહિ જ્યારે સારૂં. ગુરૂદેવ૦ ૭
ત્યાર પછે દ્યો તમે તેને દંડ;
નાખે પૂરો કરી અસ્ત્ર તમારાં પ્રચંડ. ગુરૂદેવ૦ ૮
એવા વિષ્ણુ સ્વરૂપી નમું ગુરૂદેવ;
નથી સાચો શિષ્ય કે સાધુ સેવ. ગુરૂદેવ૦ ૯
ધીર તમારી ભકિત ધ્યાને ધરીશ;
મારાથી સેવા ચાકરી થશે તે કરીશ. ગુરૂદેવ૦ ૧૦

## પદ ૨૦ મું.

ગુરૂ બ્રહ્મા જેવા રે, ઘાટ ઘડે ઘણા ઘણા;
નવરા એ તો નવ રહેતા, જેના કર્મમાં શી મણા મણા. ટેક. ૧

---

૭ કરો ૦—વિષ્ણુએ પાંડવોના ઘરનું કારભારૂં કર્યું હતું તેમ.
૮ પૂરો કરી નાખે—નાશ કરે.
૧ "गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः" એવા પ્રાચીન વચન પ્રમાણે

તેત્રીશ કોટિ દેવ ઉપજાવો;
છાસઠય કોટિ અસુર નિપજાવો. ગુરૂ૦ ૨
અપ્સરાઓ ગંધર્વ કરો અનંત;
વળી પશુ પંખી જોરાળા જંત. ગુરૂ૦ ૩
સંખ્યા વિના કરો માનવ તમે;
થતી અનીતિ જોઇ તમને ન ગમે. ગુરૂ૦ ૪
ત્યારે એક મુખે વદો એક વેદ;
પાછો ભારે કરો તમે તેનો ભેદ. ગુરૂ૦ ૫
એકના ચાર વેદ કરો નિર્વાણ;
તેનું ચારે મુખે વદી કરો પ્રમાણ. ગુરૂ૦ ૬
સહુ શિષ્યને ભણાવો વેદ તે સાર;
પછે જોઇ શિષ્ય કરો તારોતાર. ગુરૂ૦ ૭
પછે હોય સારો તેને સોંપો કાર્ય;
થાય પાછો કદી તે તો અનાર્ય. ગુરૂ૦ ૮
ત્યારે આર્ય શોધો તમે કંઇક ગુરૂ;
કહો આર્ય દેખી અલ્યા શે ઝુરૂં ! ગુરૂ૦ ૯
ધીર પછે તમે તારો તેને તરત;
એક માત્ર શાંતિ રાખવાની કરો સરત. ગુરૂ૦ ૧૦

## પદ ૨૧ મું.

જુએ જ્યારે ગુરૂદેવને રે, ત્યારે કરે સાચા શિષ્ય શું ય;

---

ગુરૂને બ્રહ્મા દેવ માનીને બ્રહ્માનું કાર્ય ગુરૂથી થાયછે એમ વર્ણું છેઃ ગુરૂ ૪૦ આખા વિશ્વની પોતાની સાથે એકરૂપતા માનનાર ગુરૂને બ્રહ્મા રૂપે વર્ણવવા એ વિરૂદ્ધ નથી.

૭ તારોતાર-છૂટા છૂટા. ૮ અનાર્ય—અધર્મી. ૯ આર્ય—ધર્મશીલ. ૧૦ સરત—કબૂલાત.

તે તો વર્ણન કરી સર્વે, આજ કહું છું હુંય. ટેક. ૧
ખટ ઘડી રાતે ગુરૂ ઊઠે;
ઊઠે તેના પહેલો શિષ્ય, નવ પૂઠે. જુએ૦ ૨
એમ વહેલો ઊઠી કરે સહુ સાહિત્ય;
જ્યારે ગુરૂ ઊઠે ત્યારે ધરે પ્રીત. જુએ૦ ૩
પ્રેમીજન થઇ કરતો પ્રણામ;
દંડની પેરે દંડવત મહાધામ. જુએ૦ ૪
પડી રહે પાદમાં ધરી ભાવ;
શિરસાષ્ટાંગ કરતો સાવ. જુએ૦ ૫
તેને ઊઠાડે ગુરૂદેવ જ્યારે;
તે તો ઊઠી બેઠો થાય ત્યારે. જુએ૦ ૬
પછે આજ્ઞા કરે ગુરૂ જેવી;
આરંભે સર્વ સેવા શિષ્ય તેવી. જુએ૦ ૭
જે જે મનમાં ધારે ગુરૂદેવ;
તે તે શિષ્ય આણી આપે તતખેવ. જુએ૦ ૮
મન ચિંતવ્યાં કરે નિત્ય કામ;
તેણે રાજી રાજી રહેતા મહાધામ. જુએ૦ ૯
ધીર ધણીને રીઝાવે એમ;
સાચો શિષ્ય મનાયે તેમ. જુએ૦ ૧૦

## પદ ૨૨ મું.

જ્યારે જ્યારે ઊઠે રે, ગુરૂદેવ તો ગરવા;
ત્યારે ત્યારે શિષ્યે, ત્યાં દંડવત કરવા. ટેક. ૧
દિવસમાં ઊઠે જો સો વાર;
તો તેટલા દંડવત કરવા સાર. જ્યારે૦ ૨
કચવાવું નહિ મનમાંય;

આખર સા'વાના છે ગુરૂ બાંય. જ્યારે૦ ૩
શ્રમ વિના કશું નવ લાધે;
ક્ષુલ્લક અર્થ પણ શ્રમથી સાધે. જ્યારે૦ ૪
પરમાર્થમાં હોય કેટલી પીડા;
વિચાર કરો તેની અદ્‌ભુત ક્રીડા. જ્યારે૦ ૫
શિષ્ય સાચાની પરીક્ષા કરવા;
અભ્યંતરમાં જ્ઞાન સભર ભરવા. જ્યારે૦ ૬
પરીક્ષાકેરૂં કરી જુએ પ્રમાણ;
ટકી રહે સાચો શિષ્ય જાણ. જ્યારે૦ ૭
અવગુણિયા અતિશે અફળાય;
કર્મહીણા હોય તે તો કૂટાય. જ્યારે૦ ૮
શ્રમ કરેલો સહુ એળે જાય;
ખત્તા પેટ ભરીને ખાય. જ્યારે૦ ૯
રહે ચોરાશીની ફરી ફરવી:
ધીર રહેતી ત્રિવેણી તરવી ! જ્યારે૦ ૧૦

## પદ ૨૩ મું.

મનમાં હોય જેવો ભાવ રે, તેવો તનથી કરવો પ્રમાણ;
મન તનનું એકત્વ કરીને, થાવું રે સુજાણ. ટેક. ૧
જો મનમાં ગુરૂજીને ગરવા માન્યા;

---

૪ ક્ષુલ્લક—હલકો. ૬ અભ્યંતરમાં—અર્થાત મનમાં. ૧૦ ત્રિવેણી —ત્રણ ત્રણના સમૂહ રૂપી ત્રિવેણી. જેવા કે સત્વ, રજસ્ તમસ્; સ્વર્ગ, મૃત્યુ, પાતાળ; જન્મ, જીવિત, મરણ; જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ. અથવા ઇડા, પિંગળા, સુષુમ્ણા; એ ત્રણ નાડિયોનું સમાગમસ્થાન. અર્થાત્ શ્વાસોચ્છ્વાસ જીતવાનો પાછો બાકી રહે છે!

તો તો જોઇએ મનથકી તેને પિછાન્યા. મનમાં૦ ૨
ગુરૂ વિષે સારૂં સારૂં મન ધારે;
તેવું તન પાસે કરાવવું તારે. મનમાં૦ ૩
મન ગુરૂને ચંદને ચરચે જ્યારે;
તનવડે ગુરૂને ચરચવા ત્યારે. મનમાં૦ ૪
મન જમાડે નૈવેદ્ય ગુરૂને મોજે;
ત્યારે તનવડે તારે જમાડવા રોજે. મનમાં૦ ૫
મન માતંગે બેસાડે ગુરૂદેવ;
ત્યારે તેવી તારે તનવડે કરવી સેવ. મનમાં૦ ૬
એમ મનતનનો કરી મેળાપ;
જપવો એક ગુરૂદેવકેરો જાપ. મનમાં૦ ૭
સાચા શિષ્યનો છે એ ધર્મ;
મુક્તિપદ પામતા તે પર્મ. મનમાં૦ ૮
ગુરૂ વિષે દૃઢ ભક્તિ ધારે;
મરવું અવતરવું ન તેને ક્યારે. મનમાં૦ ૯
ધીર સદ્‌ગુરૂની પ્રીતિ થાય;
આપોઆપે તેને સર્વ લહેવાય. મનમાં૦ ૧૦

## પદ ૨૪ મું.

જ્યારે ગુરૂદેવ પાસે બેસે રે, ત્યારે કરે શિષ્ય આવું;
તે તો સર્વને કાજે હું આજ, કહેતો કહેતો આવું. ટેક. ૧
ગુરૂદેવ બેઠા હોયે સિંહાસન;
ત્યારે પોતે સામો બેસે થઇ પાવન. જ્યારે૦ ૨
બે હસ્ત જોડી બેસે જાણ;

૬ માતંગે—હાથી ઉપર. ૧૦ આપોઆપે—પોતાની મેળે.

શુદ્ધ મૂર્ત્તિ દીસે નિર્વાણ. જ્યારે૦ ૩
લક્ષ ગુરૂદેવનું લગાડી રહે;
અંતરમાં ગુરૂજી ગુરૂજી કહે. જ્યારે૦ ૪
એવે કંઇ આજ્ઞા કરે ગુરૂદેવ;
કે વહેલો ઊઠી સેવે તતખેવ. જ્યારે૦ ૫
રજ વાર ન લગાડે ભાઇ;
જાણી સાચા ગુરૂની જેણે સગાઇ. જ્યારે૦ ૬
નામ માત્રે તરવાનું લહ્યું;
જાણે ગુરૂવચનથી બાકી ન રહ્યું. જ્યારે૦ ૭
પાળવું ગુરૂનું વચન પ્રમાણ;
ન પાળ્યામાં મોટેરી છે હાણ. જ્યારે૦ ૮
ગુરૂ કહે તે સહુ કરવું મારે;
એવું સાચો શિષ્ય તો ઉરમાં ધારે. જ્યારે૦ ૯
ધીર ભવસાગર તરી જાય તેહ;
ધીરો હીરો થઇ રહે નિઃસંદેહ. જ્યારે૦ ૧૦

## પદ રૂપકું.

સાચો સેવક હોય જેવો રે, તેવો સાચો શિષ્ય નિરવાણ;
સેવકને આજ્ઞા સ્વામી કરે, તે પાળવા કરી પ્રમાણ. ટેક. ૧
ગમે તેવી આજ્ઞા સ્વામી કરતો;
સાચો સેવક તે શિરપર ધરતો. સાચો૦ ૨
ભલે પરા થાય પિંડથી પ્રાણ;
કે ભલે હોય હડહડતી માંહી હાણ. સાચો૦ ૩
ખરા સેવક થવું હોય જેને;
સ્વામીઆજ્ઞા પાળવી જોઇએ તેણે. સાચો૦ ૪

તેમ ખરા શિષ્ય થવું હોય જ્યારે;
ગુરૂગમ પાળવી જોઇએ ત્યારે. સાચો૦ ૫
ગુરૂ દિવસને કહે કહો રાત;
હા ખરી વાત કહેવી પ્રખ્યાત. સાચો૦ ૬
અવળામાં અવળી વાત અડાડે;
સીધામાં સીધાનું કૂડું પાડે. સાચો૦ ૭
સર્વે સાંખી રહે શિષ્ય જ્યારે;
તે ભવસાગર તરી જાય ત્યારે. સાચો૦ ૮
છે શિર સાટાની ગુરૂભક્તિ;
અજમાવે સાચા શિષ્ય એમ શક્તિ. સાચો૦ ૯
ધીર ધરણીમાં થાય પ્રખ્યાતા;
કરંદા ફરંદા ધરંદા થાય દાતા. સાચો૦ ૧૦

## પદ ૨૬ મું.

સંગે રહેવું સાંઇની રે, રાત દિવસ રળિયાત;
સંગથકી નવ છૂટતા, તેહ શિષ્ય પ્રખ્યાત. ટેક. ૧
ગુરૂજી વનમાં જાય જ્યારે;
શિષ્ય પૂઠે પૂઠે જાય ત્યારે. સંગે૦ ૨
ગુરૂજી બેસે ધ્યાન દઢાવી;
સામા શિષ્યે બેસવું આવી. સંગે૦ ૩
ગુરૂજી ગોવિંદ ભજે જેણી વાર;
શિષ્યે ભજવા ત્યારે નિરધાર. સંગે૦ ૪
ગુરૂ જે જે કારજ કરે;

---

૬ ગુરૂ સાથે વાદ ન કરવો તે દૃષ્ટાંતથી બતાવેછે: ગુરૂ દિવસને ઇ૦. ૧૦ કરંદા ઇ૦—તે શિષ્ય કરનાર, ફરનાર, ધરનાર અને દાતા થાય —ઐશ્વર્યવાળો થાય.

તે કરવા શિષ્ય અંતર ધરે. સંગે૦ ૫
ગુરૂ કરેલું ધારે ન કરાય;
ત્યારે કર જોડી સુખી શિષ્ય થાય. સંગે૦ ૬
કરે તે કરવાનો કરવો યત્ન;
દેહકેરો કરવો નવ જત્ન. સંગે૦ ૭
શિર સાટે આચરવું સર્વ;
સારા માઠાનો તજવો ગર્વ. સંગે૦ ૮
કોની પેઠે કરવું તારે ભાઇ;
એ સર્વ જણાવુંછું સુખદાઇ. સંગે૦ ૯
ધીર ચિત્તમાં ચેતી જાજે;
જીવિતમાં સાચો શિષ્ય કહેવાજે. સંગે૦ ૧૦

## પદ ૨૭ મું.

વેદમાં કહીછે વા'લે રે, શિષ્ય ગુરૂકેરી ચાલ;
સાચા શિષ્ય થવું હોય જેણે, તેણે ગ્રહણ કરવી તતકાળ. ટેક. ૧
એક સ્વભાવના બે મિત્ર હોય;
ઉમ્મરમાં પણ સરખા સોય. વેદમાં૦ ૨
ધન માનમાં હોયે સમાન;
નીતિ રીતિમાં ને ગુણવાન. વેદમાં૦ ૩
તે એક આચરે તેવું બીજો કરે;
એક વિષ ધરે તો બીજો ધરે. વેદમાં૦ ૪
એક પાણી પીએ તો બીજો પીએ;

---

૬ ગુરૂ કરેલું ઇ૦—ગુરૂ જે કરે તેવું કાંઈ કરવાનું શિષ્ય ધારે, અને તે ન કરાય ત્યારે ગુરૂની પાસે કર જોડી શિષ્ય સુખી થાય—તેમની પાસે નિર્માન થઇ રહે.

એક દાન દિયે તો બીજો દિયે. વેદમાં૦ ૫
એક રમે કામનીશું જો રંગે;
તો રાખે બાજો પોતાની સંગે. વેદમાં૦ ૬
એમ એકમેક મળી કરે સર્વ;
જેણે તજી દીધેલા મનના ગર્વ. વેદમાં૦ ૭
પૂર્ણ પ્રેમ મિત્રો ધરે બેય;
સાચા શિષ્યે કરવું સહુ તેય. વેદમાં૦ ૮
જેવું આચરે ગુરૂદેવ ગૂઢ;
તેવું કરવા શિષ્યે થવું આરૂઢ. વેદમાં૦ ૯
ધીર એવું કરતા શિષ્ય સહુ તરે;
બે મિત્રનું મનમાં સહુ ધરે. વેદમાં૦ ૧૦

## પદ ૨૮ મું.

મસ્તાના મનને બાંધી રે, ગુરૂને ચરણે ધરવું;
તૂટી જવાનું જે છે, તે તન નિવેદન કરવું. ટેક. ૧
ધન જે કમાયા મહામહાયત્ને;
જેને રાખ્યું જાળવી જાળવી જત્ને. મસ્તાના૦ ૨
તે અર્પણ કરતાં ન કરવી વાર;
પછે જોવું ઘર ભણી નિરધાર. મસ્તાના૦ ૩
તે ઘર અર્પણ ગુરૂને કરવું;
સર્વસ્વ અરપી દેતાં નવ ડરવું. મસ્તાના૦ ૪
ગુરૂ ગ્રે'વાના નથી લગાર;
તેનો સદ્ઉપયોગ થાશે નિરધાર. મસ્તાના૦ ૫
સર્વસ્વ જાવાનું ધરવું ચિત્તે;

---

૫ એક—એક મિત્ર. ૬ સંગે—( કામિનીને ). ૫ સદ્ઉપયોગ—( ધર્માદા કામમાં ).

વણુંધાઇ રહેવું નવ વિત્તે. મસ્તાના૦ ૬
પછે કરવો આત્મા અર્પણ;
કને રાખવો નહિ એક કણ. મસ્તાના૦ ૭
એવી ભક્તિ સાધે શિષ્ય જ્યારે;
તરી જાય તે તો કહું ત્યારે. મસ્તાના૦ ૮
અખંડાનંદ પામે અવિનાશી;
જગત કરે નવ જેની હાંશી. મસ્તાના૦ ૯
ધીર ધણીને ભેટે ધીમંત;
થઇ રહે ભવોભવમાં તે શ્રીમંત. મસ્તાના૦ ૧૦

## પદ ૨૯ મું.

એટલું કરે તોયે રે, બાકી એક તો રહેતું;
તે વર્ણવી હું દાખુંછું, બાકી રહ્યું કેતું. ટેક. ૧
પ્રેમમસ્તાના તો તારે થાવું;
રંગમાં રોળાઇ રંગાઇ જાવું. એટલું૦ ૨
અલ્લમસ્ત થવું મતબાલા;
ગુરૂ પ્રેમની જપવી માળા. એટલું૦ ૩
ગુરૂ પ્રેમી જનમાં તારે ખપવું;
નિશદિન નામ પ્રેમથી જપવું. એટલું૦ ૪
પ્રેમી કહે તને સહુ કોઈ;
તેવી જુકિતએ રહેવું જોઇ. એટલું૦ ૫
પ્રેમ પ્રેમ અખંડ પ્રેમ ભાસે;
ત્યારે ત્રિવિધિના ત્રાસ ત્રાસે. એટલું૦ ૬
રોમે રોમ જપે પ્રેમ રંગે;

---

૧૦ ધીમંત—બુદ્ધિમાન ( શિષ્ય ). શ્રીમંત—મુક્તિ રૂપી લક્ષ્મીવાળો.

ઝટ ચઢી જવું પ્રેમને જંગે. એટલું૦ ૭
ગુરૂનો પ્રેમ ધરવો પૂરો;
અન્ય શિષ્ય કહેવાય એમાં શૂરો. એટલું૦ ૮
અમરવર ગુરૂવરને વરવો;
બીજો ઉચ્ચાર એક ન કરવો. એટલું૦ ૯
ધીર ધણી એવો જો ધારે;
તે તો તને ભવજળ પલકમાં તારે. એટલું૦ ૧૦

## પદ ૩૦ મું.

ગુરૂ પ્રેમ ભક્તિ રે, કરીશ તું તો જ્યારે;
તરી જઇશ તું તો નિશ્ચે ત્યારે. ટેક. ૧
પ્રેમ ભક્તિ કરી જેણે ધાઇ;
જુઓ ગોપીઓ કેવું કમાઇ. ગુરૂ૦ ૨
જોજો વિદુરની સહુ વાતો;
સુખડી મૂકી ભાજી જમ્યા આ તો. ગુરૂ૦ ૩
સુદામાના તાંદુળની સોઇ;
પાપ માત્ર નાખ્યાં જેનાં ધોઇ. ગુરૂ૦ ૪
એવા અનેક થયા પ્રેમી જન;
જેના પર થયા હરિ પ્રસન્ન. ગુરૂ૦ ૫
એ ભક્તિએ ગુરૂ થાય પ્રસન્ન;
પછે શિષ્યભાવ ઉપજે પાવન. ગુરૂ૦ ૬
ત્યારે તુંને હરિ નિકટ દેખાડે;
લાલકેરાં લક્ષણ લેખાડે. ગુરૂ૦ ૭
શૂન્યશિખરની વાત સમજાવે;
પૂરા પ્રેમમાં તુંને પચાવે. ગુરૂ૦ ૮

બૂડતો જોઇ તને તો બચાવે;
ધિંગડમલ સાથે ધિંગ મચાવે. ગુરૂ૦ ૯
ધીરા હીરા કરે અમૂલખ;
કરે અમૃત ટાળીને વખ. ગુરૂ૦ ૧૦

---

## યોગમાર્ગ.

### રાગ મેવાડો.

યોગેશ્વર રૂપને રે, નમન કરૂં હું ભાવે;
મારા અંતરમાં રે, પ્રભુ ઉતરી આવે. ૧
જગાડે જીવાત્મા રે, યોગનો મારગ કહેવા;
સાધુ સંતને સુલભ રે, થાય લાભ તો લેવા. ૨
સાધુ સંત તો જાણે રે, તેમને અરથ શાનો?
જીજ્ઞાસુનું કારજ રે, થશે તે કહેશે દાનો. ૩
જોયું મેં તો ઝાઝું રે, તે બીજાને દાખું;
ત્યારે જોયું સાચું રે, જાણ્યું તેટલું ભાખું. ૪
નથી બીજો અર્થજ રે, ગર્થ નથી ગ્રહેવો;
યોગેશ્વર ભજવા રે, લાખેણો લા'વો લેવો. ૫
ભજન થાય ભવનું રે, જે યોગકેરા રાજા;

---

૯ ધિંગ મચાવે—રંગે રમાડે. ૧૦ કરે ઇ૦—વખ (વિષ) રૂપ ટાળીને તને અમૃત રૂપ કરે.

૧ યોગેશ્વર રૂપને—પરમેશ્વરને. ઇશ્વરને યોગેશ્વર નામ આપેલું છે. જેમ, "यत्र योगेश्वरः कृष्णो"—ગીતા. ૨ જગાડે—મારા જીવાત્માને જાગ્રત કરે.

અહિંસા એક ભેદ છે રે, એનો અરથ કહું છું;
મનવડે દોષજ રે, ન કરે તે સુખી લહું છું. ૨૨
વચનવડે કર્મને રે, જે નવ લાવે જરી;
ઘાત નવ કરવી રે, દેહથકી દુઃખ ધરી. ૨૩
સ્વરૂપ એ અહિંસા રે, સારરૂપે મેં ભાખ્યું;
વળી કહું આગળ રે, જે યોગ ગ્રંથે દાખ્યું. ૨૪
સત્ય પર પ્રીતિ રે, રાખવી તો સોઇએ;
બ્રહ્મ છે સત્યેજ રે, જગત મિથ્યા જોઇએ. ૨૫
હરિશ્ચંદ્ર જેવા રે, સાચા બોલા થઇએ;
એ સ્વરૂપ છે સત્યનું રે, સંશય થાતા ખોઇએ. ૨૬
અસ્તેય એવું નામજ રે. હવે સાંભળો કાને;
કરે બે ભેદ તેના રે, જોગી મુનિ સહુ માને. ૨૭
એક તો અંગકેરી રે, ચોરી સહુ કોઇ કહેતા;
બીજી મનની તો ચોરી રે, લક્ષણ કોઇ નવ લહેતા. ૨૮
બ્રહ્મચર્ય તો પાળવું રે, યોગમાર્ગે જેને જવું;
બ્રહ્મચર્ય સમજાવું રે, એમાં તો કાંઇ નથી નવું. ૨૯

---

૨૨ યમનો પેહેલો પ્રકારઃ અહિંસા—મન, વચન અને કર્મ કરીને હિંસા ( પ્રાણીનો ઘાત ) ન કરવો તે. હિંસા કરનારનું મન હિંસા રૂપી અપરાધને લીધે વ્યગ્ર થાય છે તેથી યોગમાં સ્થિરતા મેળવવાને યોગ્ય થતું નથી. જે જે મનુષ્ય અપરાધ કરે છે તેનું તેનું મન સદૈવ સ્થિર રહેતું નથી અને યોગમાં તો મનને સ્થિર કરવું એજ કર્તવ્ય છે માટે મનની સ્થિરતાનો ભંગ કરનારા અહિંસાદિક દોષોનો ત્યાગ કરવાનો એમાં કહેલોછે. ૨૫ યમનો બીજો પ્રકારઃ સત્ય.

૨૭ ત્રીજો પ્રકારઃ અસ્તેય—ચોરી ન કરવી તે; કાયિક અને માનસિક બે પ્રકારની ચોરી તજવી, તે અસ્તેય. ( સ્તેય—ચોરી ). ૨૯ ચોથો પ્રકારઃ બ્રહ્મચર્ય.

કામ આઠ પ્રકારનો રે, જીતશો ભાઇ જ્યારે;
બ્રહ્મચારી તો કહેવાશો રે, વંઠેલાને કોણ વારે. ૩૦
આઠ પ્રકારનાં રે, મૈથુન જે માન્યાં;
એ પણ છે એમાં રે, મારે રાખવાં છાનાં. ૩૧
પણ કહેવું તે કહું છું રે, આઠ પ્રકાર મૈથુનતણા;
તેને જે કો જીત્યા રે, તે તો બ્રહ્મચારી બણ્યા. ૩૨
બાકી ઘણા ભટકે રે, યોગ તેને લાધે નહિ;
યોગનો અર્થ બીજો રે, તે તો તેને સાધે સહી. ૩૩
હવે ક્ષમા હું કહું છું રે, ધરાય તો ધરશો;
જ્ઞાની નહિ તોયજ રે, એ ધરેથી તરશો. ૩૪
વસિષ્ઠના માર્યા રે, સો પુત્ર વિશ્વામિત્રે;
ક્ષમા નવ છોડી રે, વાત બની વિચિત્રે. ૩૫
ઘણું ઘણું દુઃખ દીધું રે, તોયે ટેક નવ છોડ્યો;
ધન્ય ક્ષમાધારક રે, વખોડ્યો તે વખોડ્યો! ૩૬

---

૩૦ કામ ૪૦—( ૩૧ માની ટીકા જુઓ ). ૩૧ મૈથુનના આઠ પ્રકાર કહેલા છે કે,—" श्रवणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । संकल्पोध्यवसायश्चक्रियानिर्वृत्तिरेवच ।। एतन्मैथुनमष्टांगं" प्रवदन्ति मनीषिणः । विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥ " " સ્ત્રીસંબંધી વાતનું શ્રવણ કરવું, તેનું કીર્તન કરવું, તેની સાથે રમત રમવી, તેને જોવી, તેની સાથે એકાંતમાં વાતચિત કરવી, તેના સંબંધી મનમાં સંકલ્પ કરવા, તેને મળવાનો નિશ્ચય કરવો, તેની સાથે કર્મ કરવું, એ આઠ પ્રકારનું મૈથુન પંડિત લોકો કહેછે. અને એજ-આઠ વાતાંનો ત્યાગ કરવો તે આઠ પ્રકારનું બ્રહ્મચર્ય કહેવાય છે. આઠ પ્રકારના કામનો પણ એમાંજ સમાવેશ થાય છે. છાનાં રાખવાં—તજવાં.

૩૩ યોગનો અર્થ ઇ૦—યોગનો બીજો અર્થ ( સ્ત્રીયોગ કે સંસારયોગ) તે તો સાધે. ૩૪ પાંચમો પ્રકારઃ ક્ષમા.

૩૬ વખોડ્યો — ( વિશ્વામિત્રને ). વિશ્વામિત્રને વસિષ્ઠે બ્રહ્મર્ષિ ન કહ્યો માટે તેણે વસિષ્ઠના સો પુત્ર માર્યા છતાં વસિષ્ઠે ક્ષમા છોડી

ન બોલિયે મુખથી રે, તોય દુષ્ટજન આવી;
ગાળો ઘણી દેતા રે, સમજવું ત્યારે ભાવિ. ૩૭
મનમાં ન પસ્તાવું રે, કહેવું થાઓ ભલું તારૂં;
એમ જીતવું મનડું રે, સમજવું સહુ સારૂં. ૩૮
પર્વત જેમ ધારે રે, વૃષ્ટિનાં બુંદ પડ્યાં;
તેમ માઠું ધારવું રે, ન જાણવું અંગે અડ્યાં. ૩૯
ધૃતિ ધરવી પૂરી રે, અધૂરીએ નવ ચાલે;
માર્ગે જવાય ત્યારે રે, વિકટ વાટ તે ભાળે. ૪૦
યોગ મારગે જાતાં રે, ભૂત આવશે સામાં;
ગણવાં તેને ગાંડાં રે, આવાં ઘણાં નકામાં. ૪૧
દૈત્ય કંઇક દેખશો રે, ધીરજ ધરવી પડશે;
દેહે દુઃખ થાશે રે, અવળું સહુ અડશે. ૪૨
ધીરજ ધારી મૂકજો રે, પગ ટકી રહેશે;
ધીરજ વિના સહુ જૂઠું રે, લક્ષણ એવું તો લહેશે. ૪૩
ભય મણિકેરો રે, ધીરજ ધરચે ભાગે;
ધીરજ જો છોડે રે, યોગમાર્ગ તો ત્યાગે. ૪૪
નથી જમવા લાડુ રે, છે ધીરજનું ધન એ તો;
મળી જાશે પલકમાં રે, ધીરજ ધર થઇ ચેતો. ૪૫
દયા કોને કહેવી રે, તે દેઉં બતાવી;

---

નહિ. અને તેને અહાર્પિ કહ્યો પણ નહિ. અર્થાત્ સત્ય અને ક્ષમા બન્ને જાળવ્યાં.

૩૯ માઠું ધારવું—માઠાં વચન કે કર્મ પોતાના મન ઉપર કે અંગ ઉપર ધારણ કરી રાખવાં પણ ખીજાવું નહિ. ૪૦ છઠ્ઠો પ્રકારઃ ધૃતિ—ધીરજ.

ડૂબવું દયા દરિયે રે, ઉંડી આશા પતાવી. ૪૬
જંતુમાત્ર જેટલાં રે, તેનાપર દયા ધરવી;
સમભાવ રાખવો રે, ખોટી કરણી નવ કરવી. ૪૭
મન વચ કર્મથી રે, કૂડું કોઇનું કરવું નહિ;
વા'લાને વેરી રે, એવું કાંઇ ધરવું નહિ. ૪૮
દયાળુ દુનિયામાં રે, કહેવડાવવું સારૂં;
દયા હોય દિલમાં રે, તેને દયાળું ધારૂં. ૪૯
આર્જવ હવે કેવી રે, સાંભળજો સરવે;
પછે યોગપથ જાજો રે, મિથ્યા ન આવશો ગરવે. ૫૦
માખણ જેવું રાખવું રે, કોમળ હૃદય જોઇએ;
રાત દિવસ બોલવું રે, કોમળતા તો નવ ખોઇએ. ૫૧
ફૂલ જેવી કોમળ રે, દૃષ્ટિ સહુ પર ધરવી;
સર્વેનું થાય સારૂં રે, કોમળતા એવી કરવી. ૫૨
કોમળ અંગ જોઇએ રે, મોહ પામે કામિની;
કે પુરૂષ મોહ પામે રે, કોમળ જોઇ ભામિની. ૫૩
એમ ઉભય લપટાયે રે, કોમળતા છે કેવી;
આર્જવમાં કોમળતા રે, ધરવી જોવા જેવી. ૫૪
તો તો પાર જવાય રે, નીકર અકળાવું પડે;
ઠેઠ સુધી જઇને રે, આગળ જાતાં એ તો અડે. ૫૫
મિતાહાર રહ્યો પછી એક રે, તેનો સમજવો ટેક;
સાત્વિકાન્ન ભોજન કરવું રે, જોઇ અન્ન કરવો વિવેક. ૫૬

---

૪૬ સાતમોપ્રકારઃ દયા. ૪૭ સમભાવ—શત્રુમિત્રમાં સમાન બુદ્ધિવાળો. ૫૦ આઠમો પ્રકારઃ આર્જવ—નમ્રતા—સીધાપણું. યોગપથ—યોગને માર્ગે.

૫૬ નવમો પ્રકારઃ મિતાહાર—નિયમિત ભોજન. સાત્વિકાન્ન—એ વિષે ભગવદ્ગીતામાં કહે છે કે, "रस्याः स्निग्धाःस्थिरा हृद्या आहाराः सात्विक-

તીખું ભોજન નવ કરવું રે, મીઠું ભોજન મારે;
મળે એટલું ખાય રે, મરે તે ઘણો ભારે. ૫૭
મળ્યું અન્ન જેટલું રે, તે જોવું નિરખી;
દૃષ્ટિ ફેરવવી રે, પૂર્ણ જોવું પરખી. ૫૮
પછે ચોથો ભાગ તેનો રે, ખાવા આશા કરવી;
ધ્યાનમાં દૃઢ ભક્તિ રે, મિતાહારની ધરવી. ૫૯
અંગ શૌચ ભાખું રે, જળ મૃત્તિકાએ કરવું;
રાગાદિ દોષ ટાળીને રે, હૃદે નિર્મળ ધરવું. ૬૦
રસ્તે નથી પડિયા રે, કે ઠામ દીઠો નથી;
વળી કહું આગળ રે, કહેવાનું તે સહુ કથી. ૬૧
નિયમ દશ પ્રકારના રે, વર્ણવી હું દાખું;
યોગી થવું તે સાંભળો રે, નકામું ન હું ભાખું. ૬૨
તનને કષ્ટવું રે, તપ તેને કહેછે;
એ તો પહેલામાં પહેલું રે, આવી અહીંઆં રહેછે. ૬૩
બોલાશે ન કાંઇ રે, સારૂં કે નઠારૂં;

---

પ્રિયા:" "રસવાળા, સ્નિગ્ધ, સ્થિર અને હૃદયને હિતકર એવા આહાર સાત્વિકપુરૂષોને પ્રિય હોય છે." ૫૭ તીખું ઇ૦—તીખું વગેરે ભોજન કરવું નહિ કેમકે તે રાજસ્ છે. તે વિષે ગિતામાં કહે છે કે "कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः" "તીખા, ખાટા, ખારા, અતિ ગરમ, તીક્ષ્ણ, રૂક્ષ, દાહકરનારા, એવા પદાર્થો જે દુઃખ, શોક, અને રોગ કરનારા છે તે રજો ગુણવાળાને વાહાલા હોય છે." ત્યારે મીઠું ભોજન ખાવું? તે કહે છે: મીઠું ઇ૦. કેટલું ખાવું તેનું પરિમાણ કહે છે: મળે ઇ૦.

૬૦ દશમો પ્રકાર: શૌચ—પવિત્રતા. તે બે પ્રકારની: અંગની અને મનની. રાગાદિ—પ્રીતિ, દ્વેષ, વગેરે.

૬૨ હવે યોગના બીજા અંગનિયમના દશ પ્રકાર કહેછે: નિયમ ઇ૦.

૬૩ પેહેલો પ્રકાર: તપ.

મૌન ધરવું પડશે રે, લાગશે અતિ અકારૂં. ૬૪
સ્પર્શી પત્નીકેરો રે, જરા ન તુંથી થાશે;
કે સ્પર્શ એવો બીજો રે, જ્યારે તુંથી તજાશે. ૬૫
તેવું રૂપ તજવું રે, પડશે સહુ તારે;
રસ ન લેવાશે રે, રસના થકી ક્યારે. ૬૬
જે ગંધ સુંઘી રાજી રે, આજ તમે તો થાઓ;
તે ગંધને ગામડે રે, કદી પછે નવ જાઓ. ૬૭
જાઓ તો ન જીતો રે, ખરેખરૂં હું ભાખું;
યોગી જન કાજે રે, બાકી કંઇ નવ રાખું. ૬૮
ઇંદ્રિયો સર્વના રે, સ્વાદ તજવા પડશે;
તપ તે કહેવાશે રે, ભૂલે તે તો ખડશે. ૬૯
સંતોષ તારે સાચો રે, ધરવો પડશે પૂરો;
જે મળી આવ્યું રે, તેમાં થજે તું શૂરો. ૭૦
આટલું વધું જોઇએ રે, એવું નહિ કરાશે;
મન તો તારૂં ભમશે રે, ભ્રમિત ઘણું ઘણું થાશે. ૭૧
સંતોષ જો ધારીશ રે, તો તરીશ ભાઇ;
અસંતોષી થાતાં રે, મરીશ તું તો કૂટાઇ. ૭૨
આસ્તિક થવું પડશે રે, નાસ્તિકપણું મૂકી;
ન મનાય એવું રે, માનવું પડશે ઢુંકી. ૭૩
ગુરૂ કહેશે તુજને રે, તું તો ઇશ્વર રૂપે;

---

૬૪ જીહ્વાઆદિક બાહારની ઇંદ્રિયોનો નિગ્રહ તે તપ. તેને વિસ્તારથી કહી બતાવે છેઃ બોલાશે ૪૦. ૬૬ તેવું—તેજ પ્રમાણે. ૭૦ બીજો પ્રકારઃ સંતોષ.

૭૩ ત્રીજો પ્રકારઃ આસ્તિક્ય. પરલોક છે, એવી શ્રદ્ધાને આસ્તિક્ય કે આસ્તિકપણું કહે છે. આસ્તિકપણાનું લક્ષણ કહે છેઃ ન મનાય ૪૦.

વેદ એવું કહેછે રે, શાસ્ત્રાદિ જનક ભૂપે. ૭૪
ત્યારે એમ ન ધારીશ રે, આ તે સાચું કે જૂઠું;
ખરૂં માનવું પડશે રે, નીકર થાશે સહુ ભૂંડું. ૭૫
વિશ્વાસ પૂરા રાખજે રે, અવિશ્વાસી થતાં હારે;
ખરૂં ગુરૂએ કહેલું રે, દઢ કરી માનવું મારે. ૭૬
પછે દાન તો દેવું રે, પડશે મોટું તારે;
કોઇ જીવિત તારૂં માગશે રે, કહે તું શું કરીશ ત્યારે !! ૭૭
વસ્ત્ર તેં પહેર્યું રે, કોઇ માગી લેશે;
ખાવાનું ભર્યું ભાણું રે, માગવાનું કોઇ કહેશે ! ૭૮
જળ મળ્યું ઘણે દિવસે રે, પીવા તું જઇશ જ્યારે;
કોક આવી માગશે રે, દેવું તો પડશે ત્યારે ! ૭૯
સારો કે નઠારો રે, આવતાં નવ જોવાયે;
આપવું તો પડશે રે, હોવાનું તે હોવાયે ! ૮૦
સારાને દાન આપ્યું રે, તે વાપરશે સારે;
નઠારાને આપ્યું રે. તે નઠારૂં ભલે ધારે. ૮૧
તેનું તારે ન કાંઇ રે, કશી વિધ લેવા દેવા;
છે ગૃહસ્થના ધર્મજ રે, માનવા તેણે મેવા. ૮૨
સુપાત્રને દાનજ રે, દેવું તે તો સારૂં;

---

૭૪ શાસ્ત્રાદિ ૦—શાસ્ત્ર વગેરેના જનક ( ઉત્પન્ન કરનારા ) એવા ભૂપે ( અર્થાત્ ઋષિઓ ) પણ એમજ કહેલું છે.

૭૭ ચોથો પ્રકારઃ દાન. ૮૦ હોવાયે- થવાય. જેવા થવાનું હોય તેવા થવાય. અથવા જે થવાનું હોય તે થાય.

૮૨ છે ૦—સુપાત્રને દાન આપવું અને કુપાત્રને ન આપવું, એવા ધર્મ ગૃહસ્થના છે તેણે ભલે તેને મેવારૂપ માનવા, પણ તારે તો સુપાત્ર કુપાત્ર કાંઈ જોવું નહિ; કેમકે યોગધર્મ એવો છે.

કુપાત્રને દાનજ રે, દેવાનું અતિ અકારૂં. ૮૩
તે જોવાનું નથી તારે રે, તારે તો આપવું માગ્યું;
તરવાનું જે ધારે રે, તેનું ચિત્ત આમાં અનુરાગ્યું. ૮૪
બીજું દાન એક છે રે, જ્ઞાનકેરૂં ગરવું;
મહાશ્રમે તેં મેળવિયું રે, જાણ્યું જેથી તરવું. ૮૫
તે માગવા કોઇ આવે રે, તેને દેવું પડશે;
વગર શ્રમે તે લેશે રે, તુંને નવ કંઇ નડશે. ૮૬
જો મનમાં તું ધારીશ રે, નિશ્ચે ના કહેવાનું;
તેમાં તો તારૂં રે, નઠારૂં ભાઇ થાવાનું. ૮૭
પૂજા તારે પૂરી રે, ગુરૂજીની કરવી;
તેમાં મતિ નિર્મળ રે, તારે તો સદા ધરવી. ૮૮
ભાવ ભલો લાવી રે, કહે તે સહુ કરવું;
પુષ્પ લાવી ધરવાં રે, જાણવું એથી તરવું. ૮૯
ધૂપ દીપ નૈવેદ્ય રે, મૂકવાં મન ગમતાં;
પૂજાનું સર્વ સાહિત્ય રે, લાવવું ભૂમિ ભમતાં. ૯૦
પછે ગુરૂ પૂજવા રે, દૃઢ ભક્તિ ધારી;
ત્યારે તું જાણ જીત્યો રે, નિરખે યોગની બારી. ૯૧
ગુરૂ જે કહેશે રે, તે સાંભળવું પડશે;
એ જે પાણીએ ચઢાવે રે, તે પાણીએ મગ ચડશે. ૯૨
એક પુરાણમાં ઇશ્વર રે, મહાદેવને ભાખ્યા;
બીજામાં કહ્યા બ્રહ્માને રે, ત્રીજામાં વિષ્ણુ દાખ્યા. ૯૩
ચોથામાં શક્તિને રે, ગણપતિ કહ્યા તેવા;
એવા મતભેદજ રે, છે જાણવા બહુ જેવા. ૯૪

---

૮૮ પાંચમો પ્રકારઃ પૂજા—ગુરૂસેવા. ૯૪ છે ૯૦—બહુ જાણવા જેવા છે, એ અન્વય.

વેદમાં પણ એવું રે, કર્મ અને જ્ઞાન ખરૂં;
તેમાંથી તારે શું લેવું રે, કે જેનાવડે તું તો તરૂં. ૯૫
ગુરૂ કહેશે ઘણેરૂં રે, તેમાંથી તું કરજે આવું;
સાંભળતાં સિદ્ધાંતજ રે, ગ્રહણકાર તારે થાવું. ૯૬
તો તો તરી જાશો રે, નહિ તો અકૂળાઇ મરશો;
એ છે નિયમની વાતો રે, બૂડ્યા પછી નહિ તરશો. ૯૭
લજ્જા ધરવી પડશે રે, ગુરૂસંતની સાચી;
કારજ ત્યારે થાશે રે, -હીમાં જઇશ જો પાચી. ૯૮
આણે કલંક લગાડ્યું રે, એવું નવ કોઇ ભાખે;
તારે કરવું પડશે તેવું રે, દાના જન તો દાખે. ૯૯
લજ્જાનો લાડુ મોટો રે, ખાતાં નવ ખવાયે;
ઉતાવળ કરતાં રે, ગળે અટકી જાયે. ૧૦૦
બુદ્ધિ તારી બૂરાડે રે, દૃઢ તેને કરવી ભાઈ;
સારૂં સારૂં મારૂં રે, ન રૂચે નઠારૂં રાઇ. ૧૦૧
સ્વર્ગ સુખ લાગે રે, તુંને અતિશે સારૂં;
જ્ઞાન ન ગમતું રે, અતિશે એ તો અકારૂં. ૧૦૨
સ્વર્ગ મિથ્યા માનવું રે, જ્ઞાન માનવું મોટું;
અભિમાન તજવું રે, કહેવું માનને ખોટું. ૧૦૩
એમ મતિથી નિશ્ચય રે, કરશો જ્યારે તમે;
ત્યારે તો યોગમાર્ગે રે, જવાશે એમ કહું અમે. ૧૦૪
બાકી આથડશો રે, ભૂલી એક જો જાશો;
અકૂળાઇ પડશો પાછા રે, ખત્તા ઘણા ખાશો. ૧૦૫
પછે જાપ જપવા રે, પડશે ઘણા તારે;

---

૯૬ છટ્ઠો પ્રકારઃ સિદ્ધાંત વાક્યનું શ્રવણ. ૯૮ સાતમો પ્રકારઃ લજ્જા. -હીમાં—લજ્જામાં. ૧૦૪ આઠમો પ્રકારઃ મતિ.

નિયમ તેનો કરવો રે, પડશે એવું વિચારે. ૧૦૬
એક પહોર પૂરો રે, જાપ કરવા બેસે;
બીજે દિન એક ઘટી રે, વધારે પિંડે પેસે. ૧૦૭
એમ વધતાં વધશે રે, જાપકેરૂં જોર તારૂં;
આખો દિવસ એ કરવું રે, કહ્યું માનવું મારૂં. ૧૦૮
જાપી ત્યારે કહેવાશો રે, સુખ મનમાં થાશે;
દુઃખ દૂર પળાશે રે, ગુણ જન સહુ ગાશે. ૧૦૯
હોમ કરવો પડશે રે, છેલ્લામાં છેલ્લો તારે;
તેના ભેદ બે ભાખું રે, ન રાખવું બાકી મારે. ૧૧૦
ખરેખરૂં કહેવું રે, ગ્રહણ તારે તો કરવું;
સદ્‌ગુરૂકેરૂં રે, ધ્યાન તારે ધરવું. ૧૧૧
એક કુંડ કરીને રે, માંહી આહુતિ હોમે;
સંકલ્પ શુદ્ધ ધારી રે, કહે ગ્રહો સોમે. ૧૧૨
સૂર્યને અરપે રે, તે ઇંદ્રને તું આપે;
એક હોમ એવો રે, બીજો જ્ઞાનીજન થાપે. ૧૧૩
તારે તો કરવો બીજો રે, પહેલો તો પ્રવૃત્તિવાળો;
તે ન કરવો કદાપિ રે, મન ગયું તોય ખાળો. ૧૧૪
નિવૃત્તિને રાખવા રે, તારે કરવું કેવું;
બ્રહ્મ અગ્નિ માનવો રે, તેને અર્ધ્ય તો દેવું. ૧૧૫

---

૧૦૬ નવમો પ્રકારઃ જાપ. ૧૦૭ વધારે ઇ૦—એક ઘડી વધારે જાપ જપવાનું તારા પિંડમાં પેસે—મનમાં આવે. અર્થાત્ દરરોજ એક એક ઘડી વધારે જપતાં જવું. ૧૧૦ દશમો પ્રકારઃ હોમ.

૧૧૨ કહે ઇ૦—સોમે (હે સોમ! તમે પણ) ગ્રહો (આહુતિ લ્યો) એમ તું કહે. ૧૧૪ તારે ઇ૦—ઉપર જે હોમ કહ્યો તે તો પ્રવૃત્તિમાર્ગ-વાળાને માટે છે, પણ તારે તો બીજા પ્રકારનો મનોમય હોમ કરવો.

ઇંદ્રિકેરો હોમજ રે, બ્રહ્મઅગ્નિમાં કરવો;
હોમ એવો ચિત્તમાં રે, તારે તો નિશ્ચે ધરવો. ૧૧૬
દશ કહ્યા યમના રે, ભેદ મેં તો ભારી;
નિયમના દશ તેવા રે, કહ્યા મેં તો ઉચ્ચારી. ૧૧૭
આ બે અંગ યોગનાં રે, થયાં આઠમાંથી હજી;
બાકી રહ્યાં ભાખું રે, ગોવિંદ ગુરૂ લેને ભજી. ૧૧૮
ધિંગડમલ ધીરા રે, દઢ ભાવે મળશે;
યુક્તિ યોગની જાણે રે, તેના સંશય ટળશે. ૧૧૯
ભ્રમે ભટકાશે રે, તેને સુખ નહિ થાશે;
યોગમાર્ગ જાણશે રે, ધીરા તે તરી જાશે. ૧૨૦

## રાગ મારૂ.

આસનવિદ્યા શંકરદેવ જાણે સારી રે;
જે છે મોટામાં મોટા યોગાચારી રે. ૧
ચોરાશીલક્ષ આસન નિરધાર રે;
પામ્યા સરવેનો શંકર પાર રે. ૨
દઢ આસન ધરી પ્રભુ બેસે રે;
પિંડમાં પૂર્ણાનંદ પેસે રે. ૩

---

૧૧૬ ઇંદ્રિકેરો ઇ૦—ઇંદ્રિયો રૂપી આહુતિનો હોમ બ્રહ્મ રૂપી અગ્નિમાં કરવો. એટલે જેમ આહુતિ અગ્નિમાં બળીને અગ્નિ રૂપ થઈ જાય છે તેમ ઇંદ્રિયો એ બ્રહ્મ રૂપ છે એમ તારે નિશ્ચયપણે સમજવું.

૧ હવે યોગના ત્રીજા અંગ આસન વિષે કહેછે: આસનવિદ્યા ઇ૦. યોગાચારી—યોગ આચરનારા.

૨ આસનના ઘણામાં ઘણા પ્રકાર કહેછે: ચોરાશીલક્ષ ઇ૦. ૩ આસનનું ફળ કહેછે: પિંડમાં ઇ૦—આસન વાળવાથી મનની સ્થિરતા થઈને સમાધિ સુલભ થાય છે તેથી તે પોતાના પિંડમાં પૂર્ણાનંદનો અનુભવ કરેછે.

એ આસનકેરી સહુ જુક્તિ રે;
કોઇ જાણતું નથી તેની રૂક્તિ રે. ૪
માત્ર ચોરાશી આસન છે પ્રસિદ્ધ રે;
તે વાળી જાણેછે મોટા સિદ્ધ રે. ૫
કોક જાણે છે દશ કે આઠ રે;
કોક વાળી પચાસ કે સાઠ્ય રે. ૬
ચોરાશી જાણેછે કોઇ ચતુર રે;
યોગકળાના ઘણા આતુર રે. ૭
તે ચોરાશી આસન હું ભાખું રે;
યથામતિએ બાકી નવ રાખું રે. ૮
જેટલો અર્થ તેટલાં ગ્રહેજો રે;
કોઇને જૂઠાં જડેલાં ન કહેજો રે. ૯
શુદ્ધ સ્વરૂપ આસન ચોરાશી રે;
જોયાં સર્વ ગુરૂકને તપાશી રે. ૧૦
બ્રહ્મનું આરાધન એથી થાય રે;
માટે યોગીજન તો તેને ધાય રે. ૧૧
પ્રથમ સાધે આસન જયારે રે;
કંઇક કારજ થાયે ત્યારે રે. ૧૨
આસનથી અંગ ચપળતા વાધે રે;

---

૯ જેટલો ઇ૦—એ આસનમાંથી બધાં આસન જાણવાની આવશ્યકતા પણ નથી, માટે જેટલાંનો અર્થ હોય તેટલાં શીખી લેજો, અને બીજાને તેટલાંજ કહેજો; પણ બડાઇ મારવાને કોઇને એમ ન કહેશો કે હું તો બધાં આસન જાણું છું. અથવા કોઇને જૂઠાં મળી આવેલાં આસન બતાવીને તેને ખોટે રસ્તે દોરશો નહિ. ૧૦ કોઇ કહેશે કે ત્યારે તમે કેમ કહો છો! તે વિષે કહેછે: જોયાં ઇ૦.

યોગી મુનિ તેથકી સાધે રે. ૧૩
જડતા જતી રહે સર્વે જાણે રે;
માટે આસનને સહુ વખાણે રે. ૧૪
પહેલું સિદ્ધાસન હું ભાખું રે;
બાકી કાંઇ હવે નવ રાખું રે. ૧૫
વામપાદને આડો રાખી રે;
તેની પાની રાખવાની ક્યાં ભાખી રે. ૧૬
બેસણી બરોબર જ્યાં દર્શે રે;
ત્યાં તો રાખવી તેને હર્ષે રે. ૧૭
દક્ષિણ પાદની પાની જેહ રે;
લિંગપર રાખી બિરાજવું તેહ રે. ૧૮
ત્રિકુટિમાં દૃષ્ટિ રાખવી ભાઇ રે;
સિદ્ધાસનની એ તો સજાઇ રે. ૧૯
એથી અનેક અર્થ છે સારા રે;
યોગગ્રંથે જુઓ અવિધારા રે. ૨૦
હવે પદ્માસન કહું છું પૂરૂં રે;
મારે નથી રાખવું કાંઇ અધૂરૂં રે. ૨૧

---

૧૩ અંગ ચપળતા—શરીરની હાલચાલ. સાધે—આસનને. ૧૪ જડતા— જડપણું— સુસ્તી. ૧૫ ઓગણીસમી કડી સુધી સિદ્ધાસન કહે છે. ડાબા પગની પાની ગુદા આગળ રાખી જમણા પગની પાની લિંગ ઉપર રાખી બેસવું અને દૃષ્ટિ બન્ને ભ્રમરની વચ્ચે ત્રિકુટિમાં રાખવી તે સિદ્ધાસન. ૨૦ અવિધારા—નિશ્ચય.

૨૧ બીજું આસનઃ પદ્માસન—જમણા પગની પાની ડાબી સાથળ પર અને ડાબા પગની પાની જમણી સાથળ પર મૂકી જમણે હાથે જમણા પગનો અને ડાબા હાથે ડાબા પગનો અંગુઠો ઝાલી દૃષ્ટિ નાસિકાના અગ્ર ઉપર રાખવી.

એઠા પૂંઠે દક્ષિણપાદની પાની રે;
વામસાથળમૂળમાં લેઇ જાની રે. ૨૨
એવી રીતે વામપાદની પાની રે;
દક્ષિણ પાસે લેવી માની રે. ૨૩
પછે દક્ષિણકરથી દક્ષિણપગનો રે;
અંગુઠો ધરવો કહ્યો રગનો રે. ૨૪
એમ વામકરથી વામપદનો જાણ રે;
ઝાલવાની જુક્તિ કહી નિર્વાણ રે. ૨૫
પછે નાસાગ્ર પર દૃષ્ટિ ધરવી રે;
તેને કંઇ ફરતી નવ કરવી રે. ૨૬
હવે ઉત્થિતવિવેકાસન ભાખું રે;
તેનું વર્ણન કરી હું દાખું રે. ૨૭
દક્ષિણસ્કંધે વામ હસ્ત રે;
વામસ્કંધે દક્ષિણ સમસ્ત રે. ૨૮
એમ ભુજ ભીડીને રહેવું રે;
આસન થઇ ગયું એમ કહેવું રે. ૨૯
વામતર્કાસન કહું હવાં રે;
છે જૂનામાં જૂનાં નથી કંઇ નવાં રે. ૩૦
પહેલું બેસવું હેઠે ભાઇ રે;
પછે વામકર પહોંચાની સજાઇ રે. ૩૧

---

૨૭ ત્રીજું: ઉત્થિતવિવેકાસન— જમણે ખભે ડાબો હાથ અને ડાબે ખભે જમણો હાથ મૂકવો. ૩૦ ચોથું: વામતર્કાસન—નીચે બેશીને ડાબા હાથની હથેળી ડાબા કાન ઉપર મૂકીને ડાબી તરફ લગાર નમીને કશાને અઢેલીને બેસવું તેને જોનાર એમ જાણે કે એ કાંઇ વિચારમાં છે.

વામકર્ણ મસ્તકે અડાડી રે;
તેણીગમ દેહ દેવો કંઇ પાડી રે. ૩૨
એટલે એ આસન થયું જાણો રે;
વળી કહું બીજું હવે પ્રમાણો રે. ૩૩
દક્ષિણતર્કાસન એવું નામ રે.
વામતર્કાસન જેવી ક્રિયા તમામ રે; ૩૪
માત્ર વામને સ્થળે દક્ષિણ પાસું રે;
ગ્રહણ કરવાનું મેં તો તપાસ્યું રે. ૩૫
પૂર્વતર્કાસન હવાં ભાખું રે;
જુક્તિ જુક્તિએ સર્વે દાખું રે. ૩૬
બન્ને કરતણા પહોંચા જેહ રે;
ભાળે અડાડવા નિઃસંદેહ રે. ૩૭
કોણીઓ જંઘાપર ધરવી રે;
મુખગમન મતિ દેહ કરવી રે. ૩૮
એટલે એ આસન થયું પૂરૂં રે;
એમાં કાંઇ નથી અધૂરૂં રે. ૩૯
નિઃશ્વાસાસન છે એવું નામ રે;
તેનું કહી દેઉં સર્વે કામ રે. ૪૦
ઉભય પાદ પૂર્વની બાજુ રે;
લાંબા કરી બેસવામાં નથી કાજું રે. ૪૧

---

૩૪ પાંચમું: દક્ષિણતર્કાસન—જમણા હાથની હથેળી જમણા કાન પર મૂકી જમણી પાસે નમીને બેસવું. ૩૬ છઠ્ઠું: પૂર્વતર્કાસન—બે હાથના પોહોંચા કપાળે અડકાડીને તે હાથની કોણીઓ બન્ને પગની જાંઘો ઉપર મૂકવી. ૪૦ સાતમું: નિઃશ્વાસાસન—બન્ને પગ આગલી બાજુએ લાંબા કરી બેસવું.

એમ બેઠાથી એ આસન થાય રે;
યોગી મુનિ સહુ એવું ગાય રે. ૪૨
અર્ધકૂર્માસન કહું જાણો રે;
તેની પ્રતીત પૂરી પિછાણો રે. ૪૩
બે હસ્ત કૂણીથકી કરી લાંબા રે;
ભોંય અડાડવા કહું કાં બા રે. ૪૪
એમ અડાડે થાય એ આસન રે;
મુખ આગળ રાખવાનું ચાસન રે. ૪૫
પાદ ઢીંચણથી વાળી દેવા રે;
ભૂમિ સ્પર્શ કરવાને કહેવા રે. ૪૬
એટલે થઇ ગયું એ આસન રે;
માને મોટામાં મોટું કૂર્માસન રે. ૪૭
ગરૂડાસન કહેવું છે મારે રે;
ચતુર થઇ તું ચિત્તમાં ધારે રે. ૪૮
ઊભા થઇ દેહ કટિથી વાળી રે;
વાળવો તે પૂર્વ ભગ સંભાળી રે. ૪૯
પછે બે કરને કોણીથકી જાણ રે;
પછમ ગમ વાળવા પ્રમાણ રે. ૫૦
તે વાળવા મસ્તક આગળથી સાર રે;

---

૪૩ આઠમું: અર્ધકૂર્માસન—મોઢું આગળ રાખીને બે હાથ કોણી આગળથી લાંબા કરી ભોંયે અડકાડવા, તથા ઢીંચણથી બન્ને પગ વાળીને ભોંયે અડાડવા.

૪૮ નવમું: ગરૂડાસન—ઊભા થઇને કેડ આગળથી આગલી પાસે નીચા નમવું પછી બે હાથની કોણીઓ માથા આગળ લઇ જઈ હાથને પાછળની તરફ વાળવા.

પમાય એ આસનનો પાર રે. ૫૧
હવે દઢાસન ધ્યાનમાં ધારો રે;
જેથી અર્થ થાયછે ઘણો સારો રે. ૫૨
વામ કર કોણીથકી વાળી રે;
મસ્તક નીચે રાખવો સંભાળી રે. ૫૩
પછે વામ બાજુએ સૂવુ સાર રે;
ઉભય પગ લાંબા કરવા નિર્દ્ધાર રે. ૫૪
અંડકોશ ન દબાય એમ રે;
શયન કરવું ધારીને ક્ષેમ રે. ૫૫
વીરાસન કહું સાંભળો સર્વ રે;
જેથી ટળી જાય શત્રુનો ગર્વ રે. ૫૬
દક્ષિણ પાદને લેઇ કરી રે;
મૂકવો વામ સાથળ પર જરી રે. ૫૭
વામ પદને દક્ષિણ સાથળ પર રે;
એમ રાખી બેસવું માન્યું વર રે. ૫૮
વીરાસન એને તો કહેવાય રે;
લક્ષણ આટલું તો લહેવાય રે. ૫૯
દક્ષિણ ચતુર્થાંશ પાદાસન રે;
આજ હું કહી દાખું તે પાવન રે. ૬૦
દક્ષિણ પાદની પિંડી દબાય રે;

---

પ૨ દશમું: દઢાસન. વામકર ઇ૦. ૫૬ અગિયારમું: વીરાસન. દક્ષિણ ઇ૦—જમણા પગને ડાબા પગની સાથળ ઉપર અને ડાબા પગને જમણા પગની સાથળ ઉપર મૂકીને બેસવું. ૬૦ બારમું: દક્ષિણ ચતુર્થાંશપાદાસન —જમણા પગની પિંડી દબાય અને ડાબા પગનો નળો તેમાં ભરાય એવી રીતે પલાંઠીવાળી બેસવું.

ડાબા પગનો નળો તેમાં ભરાય રે. ૬૧
એટલે એ આસન થઇ જાય રે;
જોગી મુનિ જેને મોટું ગાય રે. ૬૨
ઉર્ધ્વધનુષાસન કહું આજ રે;
જેથી થઇ જાય સહુનું કાજ રે. ૬૩
મુખને આકાશ ભણી રાખવું રે;
રહ્યું હસ્ત પદનું હવે દાખવું રે. ૬૪
પૃથ્વીને ચાર અડાડવા કહેવું રે;
કમાન જેવે આકારે રહેવું રે. ૬૫
એ તો ઉર્ધ્વધનુષાસન જાણ રે;
યોગપુસ્તકમાંહી પ્રમાણ રે. ૬૬
વામસિદ્ધાસન થાય કેવું રે;
દક્ષિણસિદ્ધાસન જણાવી દેવું રે. ૬૭
વામ પગની વામસિદ્ધાસને રે;
પાની બેસાણીમાં ભરાવે મને રે. ૬૮
પછે લાંબો કરવો દક્ષિણ પાદ રે;
એટલે એ આસનનો મળે સ્વાદ રે. ૬૯
દક્ષિણસિદ્ધાસનમાં એથી ઉલટ રે;
એમ એ આસન તો થાયે ઝટ રે. ૭૦
સ્વસ્તિકાસન કહું હવે રે;

---

૬૩ તેરમું: ઉર્ધ્વધનુષાસન. ચાર-હાથપગ મળીને. ૬૭ ચૌદમું: વામ-સિદ્ધાસન—ડાબા પગની પાની ગુદા આગળ રાખીને જમણો પગ લાંબો કરવો. ૭૦ પંદરમું: દક્ષિણસિદ્ધાસન—જમણા પગની પાની ગુદા આગળ રાખીને ડાબો પગ લાંબો કરવો.

પમાય એ આસનનો પાર રે. ૫૧
હવે દૃઢાસન ધ્યાનમાં ધારો રે;
જેથી અર્થ થાયછે ઘણો સારો રે. ૫૨
વામ કર કોણીથકી વાળી રે;
મસ્તક નીચે રાખવો સંભાળી રે. ૫૩
પછે વામ બાજુએ સૂવું સાર રે;
ઉભય પગ લાંબા કરવા નિર્ધાર રે. ૫૪
અંડકોશ ન દબાય એમ રે;
શયન કરવું ધારીને ક્ષેમ રે. ૫૫
વીરાસન કહું સાંભળો સર્વ રે;
જેથી ટળી જાય શત્રુનો ગર્વ રે. ૫૬
દક્ષિણ પાદને લેઇ કરી રે;
મૂકવો વામ સાથળ પર જરી રે. ૫૭
વામ પદને દક્ષિણ સાથળ પર રે;
એમ રાખી બેસવું માન્યું વર રે. ૫૮
વીરાસન એને તો કહેવાય રે;
લક્ષણ આટલું તો લહેવાય રે. ૫૯
દક્ષિણ ચતુર્થાંશ પાદાસન રે;
આજ હું કહી દાખું તે પાવન રે. ૬૦
દક્ષિણ પાદની પિંડી દબાય રે;

---

૫૨ દશમું: દૃઢાસન. વામકર ઈ૦. ૫૬ અગિયારમું: વીરાસન. દક્ષિણ ઈ૦—જમણા પગને ડાબા પગની સાથળ ઉપર અને ડાબા પગને જમણા પગની સાથળ ઉપર મૂકીને બેસવું. ૬૦ બારમું: દક્ષિણ ચતુર્થાંશપાદાસન —જમણા પગની પિંડી દબાય અને ડાબા પગનો નળો તેમાં ભરાય એવી રીતે પલાંઠીવાળી બેસવું.

ડાબા પગનો નળો તેમાં ભરાય રે. ૬૧
એટલે એ આસન થઇ જાય રે;
જોગી મુનિ જેને મોટું ગાય રે. ૬૨
ઉર્ધ્વધનુષાસન કહું આજ રે;
જેથી થઇ જાય સહુનું કાજ રે. ૬૩
મુખને આકાશ ભણી રાખવું રે;
રહ્યું હસ્ત પદનું હવે દાખવું રે. ૬૪
પૃથ્વીને ચાર અડાડવા કહેવું રે;
કમાન જેવે આકારે રહેવું રે. ૬૫
એ તો ઉર્ધ્વધનુષાસન જાણ રે;
યોગપુસ્તકમાંહી પ્રમાણ રે. ૬૬
વામસિદ્ધાસન થાય કેવું રે;
દક્ષિણસિદ્ધાસન જણાવી દેવું રે. ૬૭
વામ પગની વામસિદ્ધાસને રે;
પાની બેસાણીમાં ભરાવે મને રે. ૬૮
પછે લાંબો કરવો દક્ષિણ પાદ રે;
એટલે એ આસનનો મળે સ્વાદ રે. ૬૯
દક્ષિણસિદ્ધાસનમાં એથી ઉલટ રે;
એમ એ આસન તો થાયે ઝટ રે. ૭૦
સ્વસ્તિકાસન કહું હવે રે;

---

૬૩ તેરમું: ઉર્ધ્વધનુષાસન. ચાર-હાથપગ મળીને. ૬૭ ચૌદમું: વામસિદ્ધાસન—ડાબા પગની પાની ગુદા આગળ રાખીને જમણો પગ લાંબો કરવો. ૭૦ પંદરમું: દક્ષિણસિદ્ધાસન—જમણા પગની પાની ગુદા આગળ રાખીને ડાબો પગ લાંબો કરવો.

જેને અનુભવવું હોય તે અનુભવે રે. ૭૧
બન્ને સાથળ અને પિંડી માંય રે;
બન્ને પગનાં ચાપવાં રાખવાં ત્યાંય રે. ૭૨
એમ રાખીને બેસવું જેહ રે;
સ્વસ્તિકાસન જાણજો તેહ રે. ૭૩
સ્થિતવિવેકાસન એવું નામ રે;
તેનું કહી દેઉં સર્વે કામ રે. ૭૪
દક્ષિણથકી વામ સ્કંધ રે;
વામથકી દક્ષિણનો સંબંધ રે. ૭૫
એમ ઝાલી પલાંઠી વાળી રે;
બેસવું જોઇએ સંભાળી રે. ૭૬
એટલે એ આસન થઇ જાય રે;
મોટા યોગી મુનિ જેને ગાય રે. ૭૭
સિંહાસનકેરી કહું સોઇ રે;
જેની જુક્તિને રહે સહુ જોઇ રે. ૭૮

---

૭૧ સોળમું: સ્વસ્તિકાસન—પલાંઠી વાળીને બેઠા પછી જમણા પગનું ચાપવું ડાબાપગની સાથળ અને પિંડી વચ્ચે રાખવું તથા ડાબા પગનું ચાપવું જમણા પગની સાથળ અને પિંડી વચ્ચે રાખવું.

૭૪ સત્તરમું: સ્થિતવિવેકાસન—જમણે હાથે ડાબો અને ડાબા હાથે જમણો ખભો ઝાલીને પલાંઠી વાળીને બેસવું.

૭૮ અઢારમું: સિંહાસન—અંડ કોશની નીચે ગુદા સુધી જે નસા ગયેલી છે તેને શીવણી (શીવની) કહેછે. તેના જમણા ભાગમાં ડાબાપગની અને ડાબા ભાગમાં જમણા પગની એડી રાખી બેસવું. તથા ડાબા પગની પિંડી ઉપર જમણા હાથની તથા જમણા પગની પિંડી ઉપર ડાબા હાથની આંગળીઓ રાખીને પોહોળી કરવી. પછી મુખ ફાડીને જીભને બાહાર કાઢવી તથા નાકના અગ્ર ઉપર દૃષ્ટિ રાખવી.

અંડની નીચે શીવણી જેહ રે;
તેના દક્ષિણ ભાગમાં નિઃસંદેહ રે. ૭૯
વામ પદની એડી રાખી રે;
વળી શીવણીના વામભાગે ભાખી રે. ૮૦
દક્ષિણ પદની એડી જેહ રે;
તેને તેમ રાખવા કહી છે તેહ રે. ૮૧
પિંડી ઉપર બન્ને કર આંગળી રે;
ઉલટી રાખી પહોળી કરવા સાંભળી રે. ૮૨
પછે મુખ ફાડી જીભ કાઢવી બા'ર રે;
નાસાગ્ર નિરખ્યા કરે નિર્ધાર રે. ૮૩
એટલે સિંહાસન થઇ જાશે રે;
શું યોગ વાતો સહેલી કહેવાશે રે ! ૮૪
વામત્રિકોણાસન એવું નામ રે;
ઉધડકું બેશી કરવું આમ રે. ૮૫
વામપાદની પાની જેહ રે;
નિતંબને અડાડવી તેહ રે. ૮૬
તે ઢીંચણ વામહસ્ત રાખવો રે;
તેના પહોંચો શિરે અડકાડવો ભાખવો રે. ૮૭
એમ કરતાં વામ ત્રિકોણાસન રે;
થશે કરશે મન તેનું પ્રસન્ન રે. ૮૮
દક્ષિણ ત્રિકોણાસન કરવું રે;

---

૮૫ ઓગણીશમું: વામત્રિકોણાસન—ઊભે પગે બેશીને ડાબા પગની પાની ડાબા નિતંબ( ફૂલા )ને અડકાડવી, તથા તેના ઢીંચણ ઉપર ડાબો હાથ મેલીને તેની હથેળી માથે અડકાડવી.

તો સહુ એનાથી ઉલટ આચરવું રે.
પૂર્ણત્રિકોણાસનનો કહું વિધિ રે; ૮૯
જે કરવાથી આવે મહાસિદ્ધિ રે.
વામદક્ષિણત્રિકોણાસન રે; ૯૦
જોડે કરી બેસે જે જન રે.
એટલે પૂર્ણત્રિકોણાસન થાશે રે; ૯૧
જુક્તિ જોગકેરી જણાશે રે.
ધીરાસનની જણાવું જુક્તિ રે; ૯૨
બીજી નથી જેમાં પ્રયુક્તિ રે.
બન્ને પાદ ઘુંટણથી વાળી રે; ૯૩
તેને ગુદા હેઠે મૂકવા સંભાળી રે.
એમ આડા રાખીને બેસવું જાણ રે; ૯૪
એટલે ધીરાસન થાશે નિરવાણ રે.
દક્ષિણપાદધીરાસન ભાખું રે; ૯૫
જમણો પાદ ગુદા નીચે રાખું રે.
ડાબો પગ ઢીંચણથી વાળું રે; ૯૬
તેની પાની ગુદાએ અડાડું રે.
એમ કરી બેસવું નિર્વાણ રે; ૯૭
એટલે એ આસનનું થાય પ્રમાણ રે. ૯૮

---

૮૯ વીશમું: દક્ષિણત્રિકોણાસન—એજ રીતે બેસીને જમણા પગની પાની જમણા નિતંબને અડકાડીને તેના ઢીંચણ ઉપર જમણો હાથ રાખી તેની હથેળી માથે અડકાડવી. ૯૦ એકવીશમું: પૂર્ણત્રિકોણાસન—વામ તથા દક્ષિણ બન્ને ત્રિકોણાસન જોડે કરવાં.

૯૩ બાવીશમું: ધીરાસન—પ્રસિદ્ધ છે. ૯૬ ત્રેવીશમું: દક્ષિણપાદધીરાસન જમણો પગ વાળીને ધીરાસન કરવું.

તો સહુ એનાથી ઉલટ આચરવું રે.
પૂર્ણત્રિકોણાસનનો કહું વિધિ રે; ૮૯
જે કરવાથી આવે મહાસિદ્ધિ રે.
વામદક્ષિણત્રિકોણાસન રે; ૯૦
જોડે કરી બેસે જે જન રે.
એટલે પૂર્ણત્રિકોણાસન થાશે રે; ૯૧
જુક્તિ જોગકેરી જણાશે રે.
ધીરાસનની જણાવું જુક્તિ રે; ૯૨
પ્રૌઢી નથી જેમાં પ્રયુક્તિ રે.
બન્ને પાદ ઘુંટણથી વાળી રે; ૯૩
તેન ગુદા હેઠે મૂકવા સંભાળી રે.
એમ આડા રાખીને બેસવું જાણ રે; ૯૪
એટલે ધીરાસન થાશે નિરવાણ રે.
દક્ષિણપાદધીરાસન ભાખું રે; ૯૫
જમણો પાદ ગુદા નીચે રાખું રે.
ડાબો પગ ઢીંચણથી વાળું રે; ૯૬
તેની પાની ગુદાએ અડાડું રે.
એમ કરી બેસવું નિર્વાણ રે; ૯૭
એટલે એ આસનનું થાય પ્રમાણ રે. ૯૮

---

૮૯ વીશમું: દક્ષિણત્રિકોણાસન—એજ રીતે બેસીને જમણા પગની પાની જમણા નિતંબને અડકાડીને તેના ઢીંચણ ઉપર જમણો હાથ રાખી તેની હથેળી માથે અડકાડવી. ૯૦ એકવીશમું: પૂર્ણત્રિકોણાસન—વામ તથા દક્ષિણ બન્ને ત્રિકોણાસન જોડે કરવાં.

૯૩ બાવીશમું: ધીરાસન—પ્રસિદ્ધ છે. ૯૬ ત્રેવીશમું: દક્ષિણપાદધીરાસન જમણો પગ વાળીને ધીરાસન કરવું.

વામશ્વાસગમનાસન નામ રે;
તેનું કથમ કરી કરવાનું કામ રે. ૯૯
દક્ષિણ પાદનો ઢીંચણ જેહ રે;
દક્ષિણ કરની બગલમાં રાખવો તેહ રે. ૧૦૦
તેણી મગ લેવો ભાર તો ભારે રે;
એથી કારજસિદ્ધિ તું અવિધારે રે. ૧૦૧
દક્ષિણશ્વાસગમનાસન જેહ રે;
એથી કરપાદ ઉલટ કરચ નિઃસંદેહ રે. ૧૦૨
એટલે એ થઇ ગયું જાણ રે;
યોગ ગ્રંથમાં એ છે પ્રમાણ રે. ૧૦૩
પશ્ચિમતાનાસન હોય કેવું રે;
તે જાણવતું છે જાણવા જેવું રે. ૧૦૪
ઉભય પદને દંડની પેર રે;
લાંબા કરી રાખવા તજી વેર રે. ૧૦૫
પછે ઉભય પાદાંગુષ્ઠ પ્રમાણ રે;
પકડી રાખવા દઢ નિર્વાણ રે. ૧૦૬
પછે કપાળ ઢીંચણ પર મૂકે રે;
તે આસન કરતાં નવ ચૂકે રે.
વાતાયનાસન કહું હવાં રે;

---

૯૯ ચોવીશમું: વામશ્વાસગમનાસન-
હાથની બગલમાં રાખવો, અને તે તરા

૧૦૨ પચીશમું: દક્ષિણશ્વાસગમનાસન-
ડાબા હાથની બગલમાં રખવો અને તે તરફ શરી
છવીશમું: પશ્ચિમતાનાસન—બન્ને પગને લાંબા
ભૂત પકડી રાખવા પછી ઢીંચણ પર કપાળ મૂકવું

તો સહુ એનાથી ઉલટ આચરવું રે.
પૂર્ણત્રિકોણાસનનો કહું વિધિ રે; ૮૯
જે કરવાથી આવે મહાસિદ્ધિ રે.
વામદક્ષિણત્રિકોણાસન રે; ૯૦
જોડે કરી બેસે જે જન રે.
એટલે પૂર્ણત્રિકોણાસન થાશે રે; ૯૧
જુક્તિ જોગફેરી જણાશે રે.
ધીરાસનની જણાવું જુક્તિ રે; ૯૨
મોટી નથી જેમાં પ્રયુક્તિ રે.
બન્ને પાદ ઘુંટણથી વાળી રે; ૯૩
તેને ગુદા હેઠે મૂકવા સંભાળી રે.
એમ આડા રાખીને બેસવું જાણ રે; ૯૪
એટલે ધીરાસન થાશે નિરવાણ રે.
દક્ષિણપાદધીરાસન ભાખું રે; ૯૫
જમણો પાદ ગુદા નીચે રાખું રે.
ડાબો પગ ઢીંચણથી વાળું રે; ૯૬
તેની પાની ગુદાએ અડાડું રે.
એમ કરી બેસવું નિર્વાણ રે; ૯૭
એટલે એ આસનનું થાય પ્રમાણ રે. ૯૮

---

૮૯ વીશમું: દક્ષિણત્રિકોણાસન—એજ રીતે બેશીને જમણા પગની પાની જમણા નિતંબને અડકાડીને તેના ઢીંચણ ઉપર જમણો હાથ રાખી તેની હથેળી માથે અડકાડવી. ૯૦ એકવીશમું: પૂર્ણત્રિકોણાસન—વામ તથા દક્ષિણ બન્ને ત્રિકોણાસન જોડે કરવાં.

૯૩ બાવીશમું: ધીરાસન—પ્રસિદ્ધ છે. ૯૬ ત્રેવીશમું: દક્ષિણપાદધીરાસન જમણો પગ વાળીને ધીરાસન કરવું.

વામશ્વાસગમનાસન નામ રે;
તેનું કથમ કરી કરવાનું કામ રે. ૯૯
દક્ષિણ પાદનો ઢીંચણ જેહ રે;
દક્ષિણ કરની બગલમાં રાખવો તેહ રે. ૧૦૦
તેણી મગ લેવો ભાર તો ભારે રે;
એથી કારજસિદ્ધિ તું અવિધારે રે. ૧૦૧
દક્ષિણશ્વાસગમનાસન જેહ રે;
એથી કરપાદ ઉલટ કરચ નિઃસંદેહ રે. ૧૦૨
એટલે એ થઇ ગયું જાણ રે;
યોગ ગ્રંથમાં એ છે પ્રમાણ રે. ૧૦૩
પશ્ચિમતાનાસન હોય કેવું રે;
તે જાણવવું છે જાણવા જેવું રે. ૧૦૪
ઉભય પદને દંડની પેર રે;
લાંબા કરી રાખવા તજી વેર રે. ૧૦૫
પછે ઉભય પાદાંગુષ્ઠ પ્રમાણ રે;
પકડી રાખવા દ્રઢ નિર્વાણ રે. ૧૦૬
પછે કપાળ ઢીંચણ પર મૂકે રે;
તે આસન કરતાં નવ ચૂકે રે. ૧૦૭
વાતાયનાસન કહું હવાં રે;

---

૯૯ ચોવીશમું: વામશ્વાસગમનાસન—જમણા પગનો ઢીંચણ જમણા હાથની બગલમાં રાખવો, અને તે તરફ શરીરનો ભાર મૂકવો.

૧૦૨ પચીશમું: દક્ષિણશ્વાસગમનાસન— ડાબા પગના ઢીંચણને ડાબા હાથની બગલમાં રાખવો અને તે તરફ શરીરનો ભાર મૂકવો. ૧૦૪ છવીશમું: પશ્ચિમતાનાસન—બન્ને પગને લાંબા કરીને તેના અંગૂઠા મજબૂત પકડી રાખવા પછી ઢીંચણ પર કપાળ મૂકવું.

એ આસન નથી કાંઇ નવાં રે. ૧૦૮
ઊભાં રહી વામ પાદની પાની રે;
દક્ષિણ જંઘા મૂળે રાખવી માની રે. ૧૦૯
તેજ પાદનો ઢીંચણ જેહ રે;
દક્ષિણ ધુંટીએ અડાડવો તેહ રે. ૧૧૦
એમ કરતાં એ આસન થાશે રે;
એમ કરતાં કોઇ ન વંચાશે રે. ૧૧૧
જો પ્રાર્થનાસન કરવું હોય રે;
તો કરચ ધીરાસનની પેરે સોય રે. ૧૧૨
વક્ષોરેમાં બે હસ્ત જોડવા જાણ રે;
એટલે પ્રાર્થનાસનનું થાશે પ્રમાણ રે. ૧૧૩
વામપાદત્રિકોણાસન ભાખું રે;
દક્ષિણપાદપાનીથી શીવણી દાબું રે. ૧૧૪
તે દબાય એમ બેશી સાર રે;
વામપાદચાપવાથી નિતંબ નિરધાર રે. ૧૧૫
આશરે એક હસ્ત લેઇ જવો છેટે રે;
પછે તેને રાખવો જેમ ભોંય ભેટે રે. ૧૧૬
એમ અડકે ભોંયને જેણી વાર રે;

---

૧૦૮ સત્તાવીશમું: વાતાયનાસન—ડાબા પગની પાની જમણા પગની જાંઘના મૂળમાં રાખીને ડાબા પગનો ઢીંચણ જમણા પગની ઘુંટીએ અડકાડવો.

૧૧૨ અઠ્ઠાવીશમું: પ્રાર્થનાસન—પ્રસિદ્ધ છે. ૧૧૪ ઓગણત્રીશમું: વામપાદત્રિકોણાસન—જમણા પગની પાનીથી શીવણી દબાય એમ બેસવું. પછી ડાબા પગના નિતંબથી તે પગનું ચાપવું એક હાથ દૂર રાખીને તે પગને જમીને અડકાડવો.

એટલે એ આસન થયું નિરધાર રે. ૧૧૭
દક્ષિણપાદત્રિકોણાસન જેહ રે;
એનાથી પાદાદિ ઉલટાં લેવાં નિ:સંદેહ રે. ૧૧૮
એટલે એ આસન થઇ જાશે રે;
હવે પૂર્ણપાદત્રિકોણાસન કહેવાશે રે ૧૧૯
વામદક્ષિણત્રિકોણાસન રે;
જોડે કરી બેસતાં થાય એ આસન રે. ૧૨૦
હવાં વામભુજાસન ભાખું રે;
વામકરકૂણીને વાળવી દાખું રે. ૧૨૧
તે વાળેલી કૂણી જેહ રે;
તે ભૂમિએ અડાડવી નિ:સંદેહ રે. ૧૨૨
તે કરકેરો પહોંચો જાણ રે;
ગાલે અડકાડી દેહ ભાર રાખવો પ્રમાણ રે. ૧૨૩
એમ કરી નમવું નિર્વાણ રે;
એટલે વામભુજાસન થયું પ્રમાણ રે. ૧૨૪
દક્ષિણભુજાસનમાં પાદાદિનો ફેર રે;
એટલે એ આસન થઇ જાય એણી પેર રે. ૧૨૫
વામહસ્તભયંકરાસન જેહ રે;

---

૧૧૮ ત્રીશમું: દક્ષિણપાદત્રિકોણાસન—ડાબા પગની પાનીથી શીવણી દાબી બેસવું અને જમણા નિતંબથી તે પગનું ચાપવું એક હાથ દૂર રાખી પગ જમીનને અડકાડવો.

૧૧૯ એકત્રીશમું:—પૂર્ણપાદત્રિકોણાસન — વામદક્ષિણત્રિકોણાસન જોડે કરવાથી થાય. અર્થાત્ બન્ને પગનાં ચાપવાં જોડીને નિતંબ એક હાથ છેટે રાખી બે તરફ બે પગના ઘુંટણ જમીનપર અડકાડવા. ૧૨૧ બત્રીશમું: વામભુજાસન. ૧૨૫ તેત્રીશમું: દક્ષિણભુજાસન.

તેમાં ડાબો કર ઉંચો રાખવો જેહ રે. ૧૨૬
પછે પલાંઠીવાળી બેસવું સાર રે;
એટલે એ આસન થયું અવિધાર રે. ૧૨૭
દક્ષિણહસ્તભયંકરાસન એણી રીતે રે;
કર બદલવાથી થાય પ્રતીતે રે. ૧૨૮
વામઅર્ધપાદાસન જેહ રે;
વામ પાદઢીંચણ વાળવો તેહ રે. ૧૨૯
દક્ષિણ પાદ પર રાખવો સાર રે;
એટલે એ આસન થયું નિર્ધાર રે. ૧૩૦
દક્ષિણઅર્ધપાદાસન જાણ રે;
એથી પાદ ફેરવતાં એનું પ્રમાણ રે. ૧૩૧
હવાં અંગુષ્ઠાસન કહું છું હુંય રે;
એની વિધિ સહુ સાંભળ્ય તુંય રે. ૧૩૨
ઉભય પાદ ઢીંચાણથકી વાળી રે;
તેની પાની નિતંબે અડાડતાં ભાળી રે. ૧૩૩
ઉભય પદ ચાપવે દેહનો ભાર રે;
દૃઢ બેસવું કહ્યું નિરધાર રે. ૧૩૪
એટલે એ આસન થઇ જાય રે;

---

૧૨૬ ચોત્રીશમું: વામહસ્તભયંકરાસન. ૧૨૮ પાંત્રીશમું: દક્ષિણહસ્તભયંકરાસન — એમાં ડાબાને ઠામે જમણો હાથ ઊંચો રાખવો. ૧૨૯ છત્રીશમું: વામઅર્ધપાદાસન—જમણા ઢીંચણ પર ડાબો ઢીંચણ ચઢાવી બેસવું.

૧૩૧ સાડત્રીશમું: દક્ષિણઅર્ધપાદાસન—ડાબા પર જમણો ઢીંચણ ચઢાવી બેસવું.

૧૩૨ આડત્રીશમું: અંગુષ્ઠાસન— બન્ને પગની પાની નિતંબે અડકાડી પગના ચાપવા પર ભાર આણી બેસવું.

વામઅંગુષ્ઠાસન કેમ કહેવાયે રે. ૧૩૫
અંગુષ્ઠાસનની પેરે નિર્વાણ રે;
વામપાદ ચાપવે ભાર પ્રમાણ રે. ૧૩૬
દેઇ બેસવું સારી રીતે રે;
દક્ષિણપાદ પાનીનું ભાખું પ્રીતે રે. ૧૩૭
દક્ષિણ નિતંબને અડાડવી તેહ રે;
એટલે વામઅંગુષ્ઠાસન કહેવાશે એહ રે. ૧૩૮
દક્ષિણઅંગુષ્ઠાસનમાં પાદનો ફેર રે;
કરતાં ટળી જશે અંધેર રે. ૧૩૯
હવાં જ્યેષ્ટિકાસન ભાખું સાર રે;
જ્યેષ્ટિકાવત્ સૂવું એમાં નિરધાર રે. ૧૪૦
એટલે એ આસન કહેવાય રે;
હવે વામઅર્ધપાદાસન કેમ થાય રે. ૧૪૧
ડાબાપાદની પિંડી દબાય રે;
એમ જમણા પાદના ઘુંટણ પર મૂકાય રે. ૧૪૨
દક્ષિણપાદની પાની જેહ રે;
દક્ષિણનિતંબે અડાડવી તેહ રે. ૧૪૩

---

૧૩૫ ઓગણચાળીશમું: વામઅંગુષ્ઠાસન — અંગુષ્ઠાસન જેવુંજ પણ ભાર ડાબા ચાપવા તરફ જવા દેવો, તથા જમણા પગની પાની જમણા નિતંબને અડકાડવી.

૧૩૯ ચાળીશમું: દક્ષિણઅંગુષ્ઠાસન—ઉપરના જેવુંજ પણ ડાબાને ઠામે જમણા ચાપવા પર ભાર આવે, તથા ડાબા પગની પાની ડાબા નિતંબને અડકે.

૧૪૦ એકતાળીશમું: જ્યેષ્ટિકાસન. જ્યેષ્ટિકા—લાકડી. ૧૪૧ બેતાળીશમું: વામઅર્ધપાદાસન—જમણા પગની પાની જમણા નિતંબને અડકાડી તે પગના ઘુંટણ પર ડાબા પગની પિંડી મૂકવી.

એટલે એ આસન થયું કહેવાય રે;
દક્ષિણઅર્ધપાદાસન ધીર ગાય રે. ૧૪૪
વામઅર્ધપાદાસન જેવી સહુ પેર રે;
એમાં પાદાદિનો કરવાનો છે ફેર રે. ૧૪૫
એટલે એ આસન થઇ જાશે રે;
જાણતાં જોગી મુનિ મકલાશે રે. ૧૪૬
વામહસ્તભુજાસન જેહ રે;
સ્થિર બેઠા પછી થાયે તેહ રે. ૧૪૭
વામસ્કંધ પર વામપાદ રે;
ચઢાવવો તજી પ્રમાદ રે. ૧૪૮
પછે વામહસ્તે ગ્રીવા ધરવી રે;
દક્ષિણહસ્તભુજાસનમાં ઉલટ રીત કરવી રે. ૧૪૯
એટલે એ બે આસન થઇ જાય રે;
જોગી મુનિ વારંવાર જે ગાય રે. ૧૫૦
હવાં હસ્તભુજાસન વખાણું રે;
વામ દક્ષિણ હસ્તભુજાસન જોડવાં જાણું રે. ૧૫૧

---

૧૪૪ ત્રેતાળીશમું: દક્ષિણઅર્ધપાદાસન—ઉપરના જેવુંજ પણ જમણાને ઠામે ડાબાનો અને ડાબાને ઠામે જમણાનો ઉપયોગ કરવો.

૧૪૭ ચુંવાળીશમું: વામહસ્તભુજાસન—ડાબા ખભા પર ડાબો પગ ચઢાવવો અને ડાબે હાથે ડોકી પકડવી.

૧૪૯ પીસ્તાળીશમું: દક્ષિણહસ્તભુજાસન—ડાબાને ઠામે જમણાનો ઉપયોગ કરવો.

૧૫૧ છેતાળીશમું: હસ્તભુજાસન—પાછળ વામહસ્તભુજાસન તથા દક્ષિણહસ્તભુજાસન કહેવામાં આવ્યાં છે તે બે આસન જોડવાં (જોડે કરવાં). તેથી જે આસન બને તે.

એટલે એ આસન થઇ જાય રે;
જે જાણે માણે તે મોટા કહેવાય રે. ૧૫૨
વામવક્રાસનની પેર હું ભાખું રે;
દક્ષિણપાદ ઘુંટણનું કરવું દાખું રે. ૧૫૩
એ ઘુંટણને વાળવો ત્રાંસો રે;
વામપાદ ઘુંટણ મૂકવો ફ્રાંસો રે. ૧૫૪
પછે જમણા પાદ ઢીંચણથી એક વેંત રે;
છેટે રાખવાનો કરવો ખેત રે. ૧૫૫
પછે તેનો નળો જે કહેવાય રે;
તે દક્ષિણ પાદ ચાપવે રાખવાનું થાય રે. ૧૫૬
એટલે એ આસન થાય પૂરૂં રે;
દક્ષિણવક્રાસન ફેરવતાં નવ રહે અધૂરૂં રે. ૧૫૭
એમ પાદ ઢીંચણ ફેરવતાં એ બે આસન રે;
થઇ જાય એવું કહે મુનિ પાવન રે. ૧૫૮
વામજાન્વાસનની કહું રીત રે;
ડાબા પગની પાનીની કરવી પ્રતીત રે. ૧૫૯
પછે નિતંબ મધ્ય ભાગે અડાડવી તેહ રે;

---

૧૫૩ સુડતાળીશમું: વામવક્રાસન—જમણા પગના ઘુંટણને ત્રાંસો રાખીને ડાબા પગનો ઢીંચણ જમણા પગના ઢીંચણથી એક વેંત છેટો રાખવો તથા તેનો નળો પગના ચાપવાને અડકે એમ બેસવું.

૧૫૪ ફ્રાંસો—ફ્રાંસડાની પેઠે. ૧૫૭ અડતાળીશમું: દક્ષિણવક્રાસન—ઉપર કહ્યું તેવુંજ પણ ડાબાને ઠેકાણે જમણો અને જમણાને ઠેકાણે ડાબો પગ લેવો.

૧૫૯ ઓગણપચાસમું: વામજાન્વાસન—ડાબા પગની પાની ઢગરાના મધ્ય ભાગને અડાડીને પગ આડા રાખવો અને જમણા પગનો ઢીંચણ ડાબા પગના ઢીંચણ ઉપર રાખી તે પગની પાની ઢગરાને અડાડવી.

પછે પાદ આડો રાખવો નિઃસંદેહ રે. ૧૬૦
પછે દક્ષિણપાદનો ઢીંચણ જેહ રે;
વામપાદ ઢીંચણપરે રાખવો તેહ રે. ૧૬૧
એ પણ પગની પાની સાર રે;
નિતંબે અડાડી બેસવું નિરધાર રે. ૧૬૨
દક્ષિણજાન્વાસનમાં નિરધાર રે;
પાદાદિ ફેરવવામાં રહ્યો સાર રે. ૧૬૩
એટલે એ બે આસન શીખી જાઓ રે;
સમજી કરો તો સુખી અતિ થાઓ રે. ૧૬૪
વામશાખાસનમાં વામ પગની પાની રે;
દક્ષિણસાથળમૂળમાં રાખવી માની રે. ૧૬૫
તે પગનું ચાપવું જે કહેવાય રે;
તે દક્ષિણપાદ પિંડીને અડકચું લહેવાય રે. ૧૬૬
એટલે એ આસન થઇ જાય રે;
દક્ષિણશાખાસનમાં ફેર કરવો મનાય રે. ૧૬૭
એટલે એ બે આસનની રીત થાય પૂરી રે;
વાંચ્છના કોઇ વાતની રહે ન અધૂરી રે. ૧૬૮
ત્રિસ્તંભાસન કહું નિરધાર રે;
બન્ને પાદ ઢીંચણથી વાળવા સાર રે. ૧૬૯

---

૧૬૩ પચાસમું: દક્ષિણજાન્વાસન-ડાબા પગ વગેરેને ઠામે જમણા પગ વગેરે લેવાં અને જમણાને ઠેકાણે ડાબા પગ વગેરે લેવાં. ૧૬૫ એકાવનમું: વામશાખાસન—ડાબા પગની પાની જમણી સાથળના મૂળમાં રાખવી અને તેનું ચાપવું જમણી પિંડીને અડકાડવું. ૧૬૭ બાવનમું: દક્ષિણશાખાસન—પગ વગેરેનો ફેરફાર કરવાથી બનેછે. ૧૬૯ ત્રેપનમું: ત્રિસ્તંભાસન—બે ઘુંટણ પર ઊભા રહીને તેની પાનીઓ નિતંબે અડકાડવી.

નિતંબને અધર રાખવા નિરધાર રે;
પાદપાનીઓ નિતંબે અડાડવી સાર રે. ૧૭૦
એમ બેસતાં થાશે એ આસન રે;
કરનારનો દેહ થાશે એણે પાવન રે. ૧૭૧
વામપાદઅપાનગમનાસન જેહ રે;
તેનો વિધિ કહી દાખું નિઃસંદેહ રે. ૧૭૨
વામપાદને ઢીંચણથી વાળી રે;
તે પગનો પંજો જોવો સંભાળી રે. ૧૭૩
પછે દક્ષિણ સાથળના મૂળમાં ભેરવવો રે;
પછે પાનીનો ફેર ફેરવવો રે. ૧૭૪
પાનીને ઉદરે નાભિપાસે રે;
ભેરવી બેસવું રહિત ત્રાસે રે. ૧૭૫
એટલે એ આસન થઇ જાય રે;
હવાં દક્ષિણપાદઅપાનગમનાસન કહેવાય રે. ૧૭૬
તે તો એનાથી પાદાદિ ફેરે થાય રે;
એમ એ બે આસન જોગી મુનિ ગાય રે. ૧૭૭
હવાં વામહસ્તચતુષ્કોણાસન ભાખું રે;
જમણા પાદને ઢીંચણથી વાળવો દાખું રે. ૧૭૮
પછે ડાબા પગનો પોંચો જેહ રે;

---

૧૭૨ ચોપનમું: વામપાદઅપાનગમનાસન—ડાબા પગના પંજાને જમણા પગની સાથળના મૂળમાં રાખી તેની એડીને નાભિ પાસે પેટ ઉપર રાખવી. ૧૭૬ પંચાવનમું: દક્ષિણપાદઅપાનગમનાસન—ઉપરના આસનથી પગ વગેરેનો ફેરફાર કરવાથી એ આસન બને છે. ૧૭૮ છપનમું: વામહસ્તચતુષ્કોણાસન—જમણા પગને ઢીંચણથી વાળીને બેસવું. પછી ડાબા પગના ચાપવાને ડાબા હાથની કોણીમાં ભરવીને ડાબા તથા જમણા હાથની આંગળિયો પરસ્પર ભેરવવી.

ડાબા હાથની કોણીમાં ભેરવવો તેહ રે. १७९
પછે વામ દક્ષિણ કરની આંગળિયો રે;
એકમેક ભેરવવાની સાંભળિયો રે. १८०
એટલે એ આસન થઇ જાય રે;
હવે દક્ષિણહસ્તચતુષ્કોણાસન કહેવાય રે. १८१
એનાથી પાદ ઢીંચણ અંગુલીની પેર રે;
વિચક્ષણ જને કરવો તેનો ફેર રે. १८२
એટલે એ બે આસન થઇ જાય રે;
જેને જોગી મુનિ ઝુકી ઝુકી ગાય રે. १८३
અર્ધતર્કાસન કહું આજ રે;
છે દક્ષિણપાદ ઢીંચણથી વાળવાનું કાજ રે. १८४
પછે તેને આડો રાખવો નિરધાર રે;
પછે વામપાદ ઢીંચણથી વાળી સાર રે. १८५
તેને ઊભો રાખવા કહ્યું અવિધાર રે;
પછે બન્ને ચાપવાં અડાડવાં તે વાર રે. १८६
પછે જમણા હાથની કોણી જેહ રે;
જમણે ઢીંચણે અડાડવી તેહ રે. १८७
એમ કરી બેસવું જે નીરાંતે રે;

---

१८१ સત્તાવનમું: દક્ષિણહસ્તચતુષ્કોણાસન—ડાબા પગને ઢીંચણથી વાળી બેસવું. પછી જમણા પગનું ચાપનું જમણા હાથની કોણીમાં ભેરવીને ડાબા તથા જમણા હાથની આંગળીઓ પરસ્પર ભેરવવી.

१८४ અઠ્ઠાવનમું: અર્ધતર્કાસન—જમણા પગને ઢીંચણથી વાળી આડો રાખવો, તથા ડાબા પગને ઢીંચણથી વાળી ઊભો રાખવો, અને બન્ને પગનાં ચાપવાં અડકાડવાં પછી જમણા હાથની કોણી જમણે ઢીંચણે અડકાડવી.

એ અર્ધ્વતર્કાસન કહ્યું મહાંતે રે. ૧૮૮
વામપાદશિરાસન જેહ રે;
કરૂં તેનું વર્ણન નિઃસંદેહ રે. ૧૮૯
બેઠા પૂઠે વામ પાદ પૂરો રે;
શિર ચઢાવતાં ન રાખવો અધૂરો રે. ૧૯૦
એ વામપાદશિરાસન જાણો રે;
દક્ષિણપાદશિરાસનનું ઉલટ મન આણો રે. ૧૯૧
દ્વિપાદશિરાસન નામ રે;
બેઠા પૂઠે થાય એનું કામ રે. ૧૯૨
બન્ને પગ શિરપર ચઢાવવા સાર રે;
એટલે એ આસન થાય નિરધાર રે. ૧૯૩
સ્થિરાસન કહું સાંભળો સર્વ રે;
જમણા પગનું ચાપવું માનવું પર્વ રે. ૧૯૪
તે ડાબા પગની જાંઘ વચ્ચે રાખી રે;
પછે ડાબાની દેવી તેવી સાખી રે. ૧૯૫
એમ બન્ને પગનું કરી જાણ રે;
પછે પલાંઠી વાળવાનું કરવું પ્રમાણ રે. ૧૯૬

---

૧૮૯ ઓગણસાઠમું: વામપાદશિરાસન—બેશીને ડાબો પગ માથે ચઢાવવો.

૧૯૧ સાઠમું: દક્ષિણપાદશિરાસન— બેશીને જમણો પગ માથે ચઢાવવો. ૧૯૨ એકસઠમું: દ્વિપાદશિરાસન—બેશીને બન્ને પગ માથે ચઢાવવા.

૧૯૪ બાસઠમુ: સ્થિરાસન—જમણા પગનું ચાપવું ડાબા પગની જાંઘ વચ્ચે આવે અને ડાબા પગનું ચાપવું જમણા પગની જાંઘ વચ્ચે આવે, એમ પલાંઠી વાળવી.

ડાબા હાથની કોણીમાં ભેરવવો તેહ રે. ૧૭૯
પછે વામ દક્ષિણ કરની આંગળિયો રે;
એકમેક ભેરવવાની સાંભળિયો રે. ૧૮૦
એટલે એ આસન થઇ જાય રે;
હવે દક્ષિણહસ્તચતુષ્કોણાસન કહેવાય રે. ૧૮૧
એનાથી પાદ ઢીંચણ અંગુલીની પેર રે;
વિચક્ષણ જને કરવો તેનો ફેર રે. ૧૮૨
એટલે એ બે આસન થઇ જાય રે;
જેને જોગી મુનિ ઝુકી ઝુકી ગાય રે. ૧૮૩
અર્ધતર્કાસન કહું આજ રે;
છે દક્ષિણપાદ ઢીંચણથી વાળવાનું કાજ રે. ૧૮૪
પછે તેને આડો રાખવો નિરધાર રે;
પછે વામપાદ ઢીંચણથી વાળી સાર રે. ૧૮૫
તેને ઊભો રાખવા કહ્યું અવિધાર રે;
પછે બન્ને ચાપવાં અડાડવાં તે વાર રે. ૧૮૬
પછે જમણા હાથની કોણી જેહ રે;
જમણે ઢીંચણે અડાડવી તેહ રે. ૧૮૭
એમ કરી બેસવું જે નીરાંતે રે;

---

૧૮૧ સત્તાવનમું: દક્ષિણહસ્તચતુષ્કોણાસન—ડાબા પગને ઢીંચણથી વાળી બેસવું. પછી જમણા પગનું ચાપવું જમણા હાથની કોણીમાં ભેરવીને ડાબા તથા જમણા હાથની આંગળીઓ પરસ્પર ભેરવવી.

૧૮૪ અઠ્ઠાવનમું: અર્ધતર્કાસન—જમણા પગને ઢીંચણથી વાળી આડો રાખવો, તથા ડાબા પગને ઢીંચણથી વાળી ઊભો રાખવો, અને બન્ને પગનાં ચાપવાં અડકાડવાં પછી જમણા હાથની કોણી જમણે ઢીંચણે અડકાડવી.

એ અર્ધતર્કાસન કહ્યું મહાંતે રે. ૧૮૮
વામપાદશિરાસન જેહ રે;
કરૂં તેનું વર્ણન નિઃસંદેહ રે. ૧૮૯
બેઠા પૂઠે વામ પાદ પૂરો રે;
શિર ચઢાવતાં ન રાખવો અધૂરો રે. ૧૯૦
એ વામપાદશિરાસન જાણો રે;
દક્ષિણપાદશિરાસનનું ઉલટ મન આણો રે. ૧૯૧
દ્વિપાદશિરાસન નામ રે;
બેઠા પૂઠે થાય એનું કામ રે. ૧૯૨
બન્ને પગ શિરપર ચઢાવવા સાર રે;
એટલે એ આસન થાય નિરધાર રે. ૧૯૩
સ્થિરાસન કહું સાંભળો સર્વ રે;
જમણા પગનું ચાપવું માનવું પર્વ રે. ૧૯૪
તે ડાબા પગની જાંઘ વચ્ચે રાખી રે;
પછે ડાબાની દેવી તેવી સાખી રે. ૧૯૫
એમ બન્ને પગનું કરી જાણ રે;
પછે પલાંઠી વાળવાનું કરવું પ્રમાણ રે. ૧૯૬

---

૧૮૯ ઓગણસાઠમું: વામપાદશિરાસન—બેશીને ડાબો પગ માથે ચઢાવવો.

૧૯૧ સાઠમું: દક્ષિણપાદશિરાસન— બેશીને જમણો પગ માથે ચઢાવવો. ૧૯૨ એકસઠમું: દ્વિપાદશિરાસન—બેશીને બન્ને પગ માથે ચઢાવવા.

૧૯૪ બાસઠમું: સ્થિરાસન—જમણા પગનું ચાપવું ડાબા પગની જાંઘ વચ્ચે આવે અને ડાબા પગનું ચાપવું જમણા પગની જાંઘ વચ્ચે આવે, એમ પલાંઠી વાળવી.

એટલે એ આસન થઇ જાશે રે;
ભૂલ કરશે તે તો વંવાશે રે. ૧૯૭
હવે વૃક્ષાસન કહું જાણો રે;
પગ લાંબા કરવાનું પિછાણો રે. ૧૯૮
પછે બન્ને હાથના આધારવડે રે;
માથું ભૂમિમાં અડકાડવું પડે રે. ૧૯૯
પછે રહેવું ઉંધે મસ્તક જાણ રે;
એટલે એ આસન થઇ ગયું નિર્વાણ રે. ૨૦૦
હવે અર્ધવૃક્ષાસન ભાખું રે;
પગ ઢીંચણથી વાળવાનું દાખું રે. ૨૦૧
પછે માથું અડકાડવું મહીમાંય રે;
એમ કરી ઉંધે મસ્તકે રહેવું જ્યાંય રે. ૨૦૨
એટલે એ આસન થાય પૂરું રે;
ચક્રાસન નવ રાખું અધૂરું રે. ૨૦૩
બે હાથની આંગળિયોવતી રે;
બે પદઅંગુલી ધરવા કરવી મતિ રે. ૨૦૪
એમ કરી સૂવું નિર્વાણ રે;
એટલે એ આસન થઇ ગયું પ્રમાણ રે. ૨૦૫
પછે રહ્યું તાડાસન જે જાણ રે;

---

૧૯૮ ત્રેસઠમું: વૃક્ષાસન—પગ લાંબા કરી બન્ને હાથના આધારથી માથું જમીન ઉપર ટેકાવી ઊંધે માથે રહેવું.

૨૦૧ ચોસઠમું: અર્ધવૃક્ષાસન—બન્ને પગને ઢીંચણથી વાળીને માથું જમીન સાથે અડકાડી ઊંધે માથે રહેવું. ૨૦૩ પાંસઠમું: ચક્રાસન—બે હાથની આંગળીઓવડે બે પગની આંગળીઓ ઝાલીને સૂવું.

બે હાથ ઉંચા કરી ઊભા રહેવાનું પ્રમાણ રે. ૨૦૬
એટલે એ આસન થઇ જાય રે;
હવે વામચતુર્થાંશપાદાસન કહેવાય રે. ૨૦૭
ડાબા પગની પિંડી દબાય રે;
જમણા પગનો નળો ભેરવાય રે. ૨૦૮
એમ કરીને બેસવું જેહ રે;
વામચતુર્થાંશપાદાસન તેહ રે. ૨૦૯
ઊર્ધ્વપદ્માસન કહું આજ રે;
પહેલાં અર્ધપદ્માસનનું ગ્રહે કાજ રે. ૨૧૦
તેની પેઠે બેશી નિર્વાણ રે;
પછે મસ્તક ભોંય સાથે ભેરવી પ્રમાણ રે. ૨૧૧
પછે બન્ને હાથના આધારવડે રે;
પલાંઠી અધર રાખવી પડે રે. ૨૧૨
એટલે એ આસન થઇ જાય રે;
જેને મોટા મોટા મુનિ ગાય રે. ૨૧૩
હવે અર્ધપાદાસન કહેવાય રે;
ઊભા રહી વામપાદનું ચાપવું સાધ્ય રે. ૨૧૪
તેને દક્ષિણ ઢીંચણકેરી જાણ રે;

---

૨૦૬ છાસઠમું: તાડાસન—બે હાથ ઊંચા કરી ઊભા રહેવું. ૨૦૭ સડસઠમું: વામચતુર્થાંશપાદાસન—જેથી ડાબા પગની પિંડી દબાય એવી-રીતે જમણા પગનો નળો ભેરવીને બેસવું. ૨૧૦ અડસઠમું: ઊર્ધ્વપદ્માસન—પ્રથમ અર્ધપદ્માસનની પેઠે બેશી માથું ભોંય સાથે ભેરવી બન્ને હાથના આધારથી તે પલાંઠી અધર રાખવી.

૨૧૪ અગનોતેરમું: અર્ધપાદાસન—ઊભા રહીને ડાબા પગનું ચાપવું જમણા પગના ઢીંચણની ઉત્તર તરફ અડકાડવું.

ઉત્તર ગમ અડકાડવું પ્રમાણ રે. ૨૧૫
એટલે એ આસન થાય પૂરૂં રે;
હવે પૂર્ણપાદાસન રાખું ન અધૂરૂં રે. ૨૧૬
બન્ને પગે ઊભાં રહેવું જેહ રે;
તે પૂર્ણપાદાસન નિઃસંદેહ રે. ૨૧૭
દક્ષિણાસન કહુંછું આજ રે;
જેમાં જમણા હસ્તનું છે કાજ રે. ૨૧૮
તેને કોણીથી વાળી મસ્તક નીચે રાખી રે;
બન્ને પગ લાંબા કર્યા કરવી સાખી રે. ૨૧૯
પછે દક્ષિણ પાસે સૂવું નિર્વાણ રે;
એટલે એ આસન થયું પ્રમાણ રે. ૨૨૦
હવે શબાસનની કહું સોઇ રે;
બે કર પગ લાંબા કરી છતું સૂવું જોઇ રે. ૨૨૧
એટલે એ આસન થઇ જાશે રે;
થાકેલા જોગી એથી મકલાશે રે. ૨૨૨
હવાં અધ્વાસન કહી દાખું રે;
કર પગ લાંબા કરી ઉંધું સૂવાનું ભાખું રે. ૨૨૩
એટલે એ આસન થાય પૂરૂં રે;
રાખું શે કાજે કાંઇ અધૂરૂ રે. ૨૨૪

---

૨૧૬ સિત્તેરમુંઃ પૂર્ણપાદાસન. ૨૧૮ ઇકોતેરમુંઃ દક્ષિણાસન—જમણા હાથને કોણીથી વાળી માથા નીચે રાખી બન્ને પગ લાંબા કરીને જમણી બાજુએ સૂવું.

૨૨૧ બોતેરમુંઃ શબાસન—યોગાભ્યાસ કરી થાક લાગે ત્યારે આ આસને સૂવાથી શાંતિ થાય છે. ૨૨૩ ત્રોતેરમુંઃ અધ્વાસન—હાથ પગ લાંબા કરી ઊંધું સૂવું.

હવાં વામપાદાસન કહિયે રે;
દક્ષિણ પદ પૂર્વ ભણી લાંબો કરી રહિયે રે. ૨૨૫
ડાબી ગમ ઊભા રહેવું જાણ રે;
એથી ઉલટ દક્ષિણપાદાસન પ્રમાણ રે. ૨૨૬
હવે ધનુષાસનની રીતિ ભાખું રે;
પ્રથમ બેસવાનું એમાં દાખું રે. ૨૨૭
પછે બન્ને પગના અંગુઠા પ્રમાણ રે;
ઉભય હાથે પકડવા જાણ રે. ૨૨૮
પછે લાંબો રાખવો એક પગ રે;
બીજો પગ કાન સુધી લાવવો લગભગ રે. ૨૨૯
એટલે એ આસન થશે પૂરું રે;
નથી મિષ્ટાન્ન કે લાગે મધુરું રે. ૨૩૦
અર્ધપદ્માસન કહું આજ રે;
જમણા પગની પાનીનું તેમાં કાજ રે. ૨૩૧
એ પાની બેઠા પૂઠે નિર્વાણ રે;

---

૨૨૫ સુંવોતેરમું: વામપાદાસન—જમણો પગ પૂર્વ તરફ ( મોં જે તરફ હોય તે પૂર્વ; પીઠ તરફ પશ્ચિમ, ડાબે હાથે ઉત્તર અને જમણે પાસે દક્ષિણ જાણવી ). લાંબો કરી ડાબા પગ પર ઊભા રહેવું તે.

૨૨૬ પંચોતેરમું: દક્ષિણપાદાસન—ડાબો પગ લાંબો કરી જમણા પગ પર ઊભા રહેવું.

૨૨૭ છોતેરમું: ધનુપાસન—પ્રથમ નીચે બેશીને બન્ને હાથે બન્ને પગના અંગુઠા પકડવા. પછી એક પગ લાંબો રાખવો તથા બીજો પગ કાન સુધી લાવવો.

૨૩૧ સિત્તોતેરમું: અર્ધપદ્માસન—નીચે બેશીને જમણા પગની પાની ડાબી સાથળના મૂળમાં ભેરવવી અને ડાબા પગની પાની જમણી સાથળના મૂળમાં ભેરવવી.

વામસાથળમૂળે રાખવી જાણ રે. ૨૩૨
વળી વામપાદની પાની જેહ રે;
તે દક્ષિણસાથળમૂળે ભેરવવી એહ રે. ૨૩૩
એમ કરી બેસવું જે જાણ રે;
તે અર્ધપદ્માસનનું પ્રમાણ રે. ૨૩૪
હવે કુક્કુટાસનની કહું રીત રે;
અર્ધપદ્માસન જેવી બેસવામાં પ્રીત રે. ૨૩૫
એવી પલાંઠી વાળ્યા પૂઠે નિર્વાણ રે;
પછે તે પલાંઠીમાં હાથ ઘાલી પ્રમાણ રે. ૨૩૬
તે પલાંઠી સાથે દેહ ઉંચકવો રે;
એટલે એ ભેદ પૂરો હવો રે. ૨૩૭
હવે ગોરખાસન કહું સાર રે;
જેના ગણે જોગીઓ ભારે ભાર રે. ૨૩૮
અંડ નીચે શીવણી જ્યાંય રે;
તેના વામ ભાગે વામપદ એડી રખાય રે. ૨૩૯
દક્ષિણ ભાગે દક્ષિણપદની એડી રે;
રાખવી તાપ તનનો ફેડી રે. ૨૪૦
પછે બન્ને કર અંગુલિયો જાણ રે;
પરસ્પર ભેરવવી નિર્વાણ રે. ૨૪૧

---

૨૩૫ છઠ્ઠોતેરમું: કુક્કુટાસન—અર્ધપદ્માસનથી બેશી પલાંઠી વચ્ચે બે હાથ ઘાલી દેહ હાથ ઉપર તોળી રાખવો.

૨૩૮ અગનાએંશીમું: ગોરખાસન—અંડની નીચે શીવની નામે નસા છે તેની ડાબી તરફ ડાબા પગની એડી રાખવી અને જમણી તરફ જમણા પગની એડી રાખવી. પછી બન્ને હાથની આંગળિયો પરસ્પર ભેરવીને તે-વડે પગનાં ચાપવાંના પૃષ્ઠને ભીડી રાખવું.

પછે બન્ને પાદનો જે પૃષ્ઠભાગ રે;
તેને ખૂબ ધ્રરવો ધરી ઘણો રાગ રે. ૨૪૨
એટલે એ આસન થઈ જાશે રે;
જે જાણનારો ગોરખ જેવો ગણાશે રે. ૨૪૩
હવે મત્સ્યેંદ્રાસન કહું ભાઇ રે;
તે તું જાણીને જા મકલાઇ રે. ૨૪૪
વામસાથળના મૂળ મોઝાર રે;
જે રાખેલો દક્ષિણપદ નિરધાર રે. ૨૪૫
તેની એડીની પીઠ પછવાડે જાણ રે;
દક્ષિણ કર લેઇ જવો નિરવાણ રે. ૨૪૬
તે વડે તે પકડવી સાર રે;
પછે જમણા પગનો ઢીંચણ નિરધાર રે. ૨૪૭
આગળ જમીનપર જે રાખેલો તે વાર રે;
તે ડાબા પગના અંગુઠાને સાર રે. ૨૪૮
જમણા કરે ઝાલી બેસવું નિરધાર રે;
એટલે એ આસન થશે સુખકાર રે. ૨૪૯
હવે મયૂરાસન કહું ભાઇ રે;
બન્ને કર પૃથ્વી પર રાખવા સાહી રે. ૨૫૦
પછે કૂણી આગળથી વાળવા તેહ રે;

---

૨૪૪ એશીમું: મત્સ્યેંદ્રાસન—ડાબા સાથળના મૂળમાં ધરેલો જે જમણો પગ તેની એડીને પીઠ પછવાડે ડાબો હાથ લેઇ જઇને તેથી પકડી પછી જમણા પગના ઢીંચણ આગળ જમીન પર રાખેલા ડાબા પગના અંગૂઠાને જમણા હાથથી પકડીને બેસવું.

૨૫૦ એકાશીમું: મયૂરાસન—બન્ને હાથ પૃથ્વીપર રાખી કોણીથી વાળીને નાભિ તરફ લાવવા, અને શરીરને મોરની પેઠે અધર તોળવું.

## રાગ મારૂ.

પ્રાણાયામનું કરૂં વર્ણન, સહુ સાંભળો આજ;
અલ્પ માંહી અલ્પ કરૂં હું, શાણાને રંગ લંગાડવા કાજ. ૧
માર્ગે ગયા હોય જો ચાલી, તો ભોમિયા કંઇક થવાય;
યોગ યોગ આફૂળે છે અમથા, તે માંહે જાણી જવાય. ૨
માર્ગ વિકટ છે એ કેવો, તે આવે જાણવામાં સર્વ;
મસ્તાનો થઇ મા'લે ઘણો ને, ગદ્ધા જેવો કરતો ગર્વ. ૩
સટ લઇ સાધ્રી દઉં હું સિદ્ધિ, એવી કરતો માથાફોડ;
રસ્તો દેખાડી તેનો મારે, કરી દેવો સહુ તોડ. ૪
પ્રાણને રોકવો તે તો જાણો, પ્રાણાયામ કહેવાય;
મહાકઠણમાં કઠણ એ વસ્તુ, જેની જુક્તિઓ નવ જોવાય. ૫
અધિકારીથી એ તો બનતું, અનઅધિકારી અફળાય;
ઘણું ઘણું જોઇએ જે માટે, ન જાણે તો નિશ્ચે કૂટાય. ૬
ચોરાશી આસનકેરી કળાનો, હોવો જોઇએ જાણ;
સંયમ નિયમનો ધરનારો, પૂરો જોઇએ પ્રમાણ. ૭
જો તેના ભેદ ભારે ભણિયો, તો તો થાયે કામ;
બાકી પ્રાણાયામનો પાર ન લાધે, હારી થાકી જાય તમામ. ૮
ઇંદ્રિયો પર જેણે જય કર્યો તે, પ્રાણાયામ કરી જાણે;
બીજા બાપડા બૂડી મરતા, વપુને વ્યર્થ વખાણે. ૯

---

૧ હવે યોગના ચોથા અંગ પ્રાણાયામ વિષે કહેછેઃ પ્રાણાયામ—પ્રાણ વાયુને રોકવાની ક્રિયા.

૬ અધિકારીથી—પ્રથમ યમ, નિયમ અને આસન, એ સર્વે સિદ્ધ કરી ચૂકેલા પુરૂષથી. અનઅધિકારી—યમનિયમાદિ સિદ્ધ કર્યા વિનાનો. ૭ સંયમ—પાછળ કહેલા દશ પ્રકારના યમ. ૯ વપુ—શરીર.

ગુરૂએ કહી તેવી જે પાળે, પથ્ય તો રૂડી પેર;
જેમ રસાયની વૈદ્યની ભૂલતાં, પથ્ય તો થાયે કેર. ૧૦
તેવી રીતે પથ્ય ભૂલતાં ભટકે, પલકમાં જાયે પ્રાણ;
જોગી બનતાં તો રોગી થઇ જાયે, હડહડતી થાય હાણ. ૧૧
જેથી સારૂં શરીરનું થાયે, એવું ભોજન કરવું સોય;
બીજી રીતે કાંઇ બાધ ન આવે, તવ પ્રાણાયામ તો હોય. ૧૨
પ્રમાણ બાંધીને ભોજન કરવું, ઓછું વધતું નવ થાય;
મહાપ્રસાદ કે કાળીરોટીને, જેમાં નવ છુવાય. ૧૩
ગમે તેમ ન સાધી શકાયે, ક્રિયા પ્રાણાયામની સાર;
ગુરૂએ દેખાડયે રસ્તે જાવું, કાંઇ કરવો નહિ વિચાર. ૧૪
ડહાપણ ડો'ળતાં ડૂલી જવાયે, કોઇ ન થાય તારણહાર;
કહ્યું કરે તો કારજ થાયે, સાચેસાચું અવિશ્વાર. ૧૫
જો ચળે વાયુ તો ચિત્ત ચળેછે, ન ચળે વાયુ જેણીવાર;
તો ચિત્ત ન ચળે કદાપિ, એવો કરવો નિરધાર. ૧૬
ચંચળ ચિત્તને સ્થિર કરી જાણે, તેમાં વાયુને કરે સાર;
એ બન્ને સ્થિર થાયે જે વારે, તે પામે આયુષ્યનો પાર. ૧૭

---

૧૦ પથ્ય—આહારાદિકનો નિયમ. ૧૨ બીજી રીતે ઇ૦—ફરવું હરવું, કસરત કરવી, ઊંઘવું, ઉજાગરો, વિષયાભિલાષા, મચ્છરાદિ પ્રાણીઓનો ઉપદ્રવ, ઇર્ષ્યાદિક મનોવિકારોનો ઉપદ્રવ, સર્પાદિક પ્રાણીઓનો ભય, શત્રુકૃત ઉપદ્રવ, યંત્રવાદ્ય, વગેરેની ગરબડ, વૃષ્ટિ, શીત, ઉષ્ણતા, વગેરેનો ઉપદ્રવ, એવાં એવાં અનેક કારણોથી પ્રાણાયામ કરનારને બાધ ન આવે તો પ્રાણાયામ સિદ્ધ થાય.

૧૩ પ્રમાણ બાંધીને—ખાવાનું માપ મુકરર કરીને. કાળીરોટી—માલપૂડા. છુવાય—અડકાય. અર્થાત્ એવાં સ્વાદિષ્ટ ભોજન તજવાં.

૧૪ ગમે તેમ—સ્વકલ્પનાથી ગમે તેમ પ્રાણ રોકીને. ૧૭ એ બન્ને ઇ૦—વાયુ અને પ્રાણ બન્ને સ્થિર થાય તો આયુષ્ય સ્વાધીન થાય છે.

તારા મનમાં જે સંશય મોટો, કથાપુરાણ સાંભળી થાય;
કે અનેક વર્ષ મુનિઓ જીવ્યા, એ તે કેમ મનાય? ૧૮
ખોટેખોટી વાતો સર્વે, એ આવે તારે ઉર;
તો પ્રાણાયામની શીખજે વિદ્યા, સહુ સાચું થાશે ભરપૂર. ૧૯
જીવવું હશે ત્યાં સુધી જીવીશ, થઇ ભીષ્મ જેવો શૂરવીર;
શંકા તારી નાશી સહુ જાશે, દૃઢ કરી રાખીશ ધીર. ૨૦
ઇશ્વરસ્વરૂપી થઇશ તું પોતે, મારા ઇશ ઇશ્વિર અવતાર;
પણ તે સહુ સાધ્ય તો ક્યારે થાશે, ગુરૂગમ લાધે જેણીવાર. ૨૧
પ્રાણાયામથી લાભ જે થાયે, તે ઇશ્વરથી ન ગણાય;
તો ધીરાથી કેઇ પેર ભાઇ, ગુણ તેના તો ભણાય. ૨૨
પ્રાણાયામમાં શું શું જોઇએ, તેનાં નામ ગણાવું આજ;
જોગગ્રંથ જોઇ જાણી તું જાજે, તું કરવા ધારે જો કાજ. ૨૩
આ તો તારી જીજ્ઞાસા કારણ, માર્ગ દર્શાવિયો મેંય;
નામ ઠામ જાણી જઇશ જ્યારે, પછે ઉપયોગી થાશે તેય. ૨૪
કુંભક કરી જેને તું ભાખે, તેના છે આઠ પ્રકાર;
નામ ગણાવી હું જાઉં છું તેનાં, સમજી લેજે તું સાર. ૨૫
સૂરજભેદન ઉજ્જાયી ને, શિત્કારી શીતલી નામ;
ભસ્ત્રિકા ને ભ્રામરી નામે, જાણે જોગીજન તમામ. ૨૬

---

૨૧ મારા ઇશ—મારા ગુરૂ. ગુરૂગમ—ગુરૂથી ગમ્ય (પ્રાપ્ત થાય એવું) જ્ઞાન.

૨૨ તે—તે લાભ. ૨૩ જોગગ્રંથ—યોગશાસ્ત્રના ગ્રંથ. ૨૪ જીજ્ઞાસા—જાણવાની ઈચ્છા.

૨૫ કુંભક—પ્રાણાયામનો એક પ્રકાર—શ્વાસવાયુને શરીરમાં પૂરી રાખીને રોકવો તે.

૨૬ આઠ નામ ગણાવે છેઃ સૂરજભેદન વગેરે. એ સૂર્યભેદન વગેરેનાં લક્ષણ પરમપદબોધિનીમાં કહ્યાં છે તે આ પ્રમાણેઃ

મૂર્છા અને પ્લાવિની કહેછે, જોગી મુનિ સુજાણ;
એની ક્રિયાઓ છે મહાવસમી, જેનું પૂરેપૂરૂં ન થાય પ્રમાણ. ૨૭

---

"(૧) **સૂર્યભેદન**—સ્વસ્તિકાસન કે વજ્રાસન કરીને બેસવું. પછી જમણી નાસિકાએ બહારના પવનને જોરથી ઉપર ખેંચવો ને પછી તમામ દ્વારથી વાયુને રોકવો. પછી ધીમે ધીમે ડાબી નાસિકાથી પવનને છોડવો. આમ વારંવાર કરવું. આ કુંભક, વાયુના એંશી પ્રકારના દોષને અને કૃમિના રોગને હણે છે તથા મસ્તકની શુદ્ધિ કરે છે."

"(૨) **ઉજ્જાયી**—સિદ્ધાસન વાળી મોઢું બંધ કરી બન્ને નાસિકા વાટે પવન ઉપર ચઢાવવો, અને રોકવો. પછી યથાશક્તિ રોકીને ડાબી નાસિકાથી પવનને છોડવો. આ મુદ્રા સળેખમ, કફ, વાયુ અને જળોદર રોગનો નાશ કરેછે. તેમજ તેથી હૃદય તથા કંઠના રોગ પણ નાશ પામેછે, ને ધાતુવિકાર મટેછે."

" (૩) **શીત્કારી**—બે ઓઠની વચ્ચે જીભ રાખીને બહારના વાયુને આકર્ષવો, તથા પછી કુંભક કરવો. (મોઢેથી પવન બિલકુલ નીકળવા દેવો નહિ, કારણ કે તે બળની હાનિ કરેછે). પછી નાસિકાનાં બન્ને છિદ્રથી રેચક કરવો. પૂરકમાં 'સી" સી' એવો ધ્વનિ સહજ નીકળેછે. આ કુંભકથી શરીરની સુંદરતા વધે, ભૂખ તરસ દુઃખ દે નહિ, અને આળસ તથા નિદ્રાનો નાશ થાય. ટુંકામાં, ચેતનતા પ્રાપ્ત થાય અને ઉપાધિનું વિદારણ થાય."

" (૪) **શીતલી**—પક્ષીની નીચલી ચાંચની પેઠે પોતાની જીભને ઓઠથી બહાર કાઢી મોઢાવાટે બહારના પવનને ઉપર ખેંચે, તથા આખું શરીર પવનથી ભરે. પછી કુંભક કરી પવનનું રૂંધન કરે. વખત પૂરો થયે નાસિકાવાટે ધીમે ધીમે પવન છોડે આ કુંભક સાધવાથી ગુલ્મ, પ્લીહ, જ્વર તથા પિત્તવિકાર, ઇત્યાદિ મટે છે, ભૂખ અને તરસ ધીમે ધીમે નિવૃત્ત થાયછે, અને સર્પાદિના ઝેરની પણ અસર થતી નથી. ત્રણ વર્ષ સાધવાથી સર્પની કાંચળીની પેઠે દેહ જૂદો દર્શાય છે."

" (૫) **ભસ્ત્રિકા**—અર્ધપદ્માસન કરીને એક હાથ જાંઘ ઉપર રાખી મૂળબંધ કરી ડોક તથા પેટને સમાન રાખી મોઢું બંધ કરીને નાસિકાના ડાબા છિદ્ર વાટે પવનને બહાર કાઢવો; (તે વખત બીજું

એના પણ પ્રકાર છે ભાઇ, તે જાણતાં તુંને જણાય;

---

છિદ્ર જમણા હાથના અંગૂઠાથી દબાવી રાખવું.) ને પછી તેજ છિદ્ર વાટે પવન લેવો. એમ વારંવાર પૂરક રેચક કરી ઘર્ષણ કરવું. પછી છેવટ પૂરક કરી કુંભક કરવો. ને ત્યારબાદ બીજા છિદ્રથી પાછું યથાશક્તિ તુરતાતુરત પૂરક રેચક કરી ઘર્ષણ કરવું. થાક લાગે ત્યારે પાછો કુંભક કરવો. પછી બન્ને છિદ્રોથી સાથે ઘર્ષણ કરવું ને શ્રમ થયે કુંભક કરવો. આ કુંભક કફ, પિત્ત, તથા વાયુનો નાશ કરેછે. તથા નાગણી અથવા કુંડલિની જે બહુજ ઝીણી સાડાત્રણ આંટા લેઇને નાભિની આસપાસ વીંટાઇ રહેલી છે તેને જાગ્રત કરે છે. તે કોઇ પણ ઉપચારે જાગતી નથી, ને તેને જગાડયા વગર કોઇ યોગી પિંડ બ્રહ્માંડની એકતા કરી શકતો નથી; સાધક યોગી કુંભક કરી પવનની ગરમીથી તેને જગાડે છે. બ્રહ્મનાડીના છિદ્રમાં પવન રોકાવાથી નાભિ આગળ પવન જાય છે, ને નાગણી જે શક્તિરૂપ છે તેને જગાડે છે. એ નાગણીને સુષુમ્ણા વાટે અપાન સાથે યોગેશ્વરો બ્રહ્મરંધ્રમાં લેઇ જાય છે."

"( ૬ ) **ભ્રામરી**—ભમરીના ગણગણાટ જેવો શબ્દ લેઇને ગળાવાટે પવનને અંદર ખેંચવો ને પછી ધીમે ધીમે ભમરીના ગણગણાટ જેવા શબ્દથી સ્વભાવસિદ્ધ કુંભક સાથે રેચક કરવો. આમ વારંવાર પૂરક રેચક કરવા. આ કુંભક સાધ્ય કર્યાથી ચિત્તની ચંચળતાનો નાશ થાય છે અને અંતઃકરણમાં ઘણી આનંદલીલા થાય છે."

"( ૭ ) **મૂર્ચ્છા**—પ્રથમ પૂરક કરીને તેના અંતમાં જાલંધરબંધ લગાવવો અને હાથના બન્ને અંગૂઠાથી બન્ને કાન, બન્ને તર્જનીથી બન્ને આંખો, બન્ને મધ્યમાથી નાક, અને બાકીની આંગળીઓથી મોઢું બંધ કરી જોરથી કુંભક કરવો. ને પછી ધીમે ધીમે જાલંધરબંધ સહિત રેચક કરવો. આ કુંભક મનને મૂર્ચ્છા પમાડે છે માટેજ તેનું નામ મૂર્ચ્છા પાડેલું છે."

"( ૮ ) **પ્લાવિની**—પદ્માસન વાળી છાતી બાહાર કાઢી માથા તરફ બન્ને હાથ લાંબા કરી તેના અંગૂઠાના આંકડા પરસ્પર મજબૂત ભીડી જળ ઉપર સ્થિર થવું. આવી રીતે જેનું ઉદર ચારેતરફ વાયુથી ભરેલું છે, એવો યોગી સુખેથી અગાધજળમાં કમળના પત્રની પેઠે ગમન કરે છે. આ કુંભક ઠંડક ઉપજાવનારો છે."

હું તો કાંઇક કહું છું આજે, ગુણ સર્વે મેં કેમ ગણાય. ૨૮
નેતિ ધોતિ ને બસ્તિ છે, નોળી ત્રાટક નામ;
બ્રહ્મદાતણ ને કપાળભાતી, ગજકરણી વિકટ ધામ. ૨૯

---

૨૮ એના ઇ૦—એ પ્રાણાયામના. અર્થાત્ એ પ્રાણાયામને સાહાય કરનારી નેતિ, ધોતિ, વગેરે ક્રિયાઓ છે. અહીં 'એના' એનો અર્થ 'કુંભકના' એવો કરિયે તો કુંભકના એ ભેદ, જે 'સહિત' અને 'કેવળ' કહેવાય છે તે સમજવા. પણ ગ્રંથમાં ૨૯ મી કડીમાં જે નેતિ વગેરે કહ્યા છે તેનો સંબંધ એવો અર્થ કરવાથી ઘટે નહિ, માટે 'એના' એટલે 'પ્રાણાયામના' એવો અર્થ કર્યો છે.

૨૯ નેતિ ઇ૦—નેતિ વગેરે આઠ યોગની ક્રિયાઓ છે. એનાં લક્ષણ પણ પરમપદબોધિનીમાં મહાત્મા શ્રીનથુરામશર્માએ નીચે પ્રમાણે કહ્યાં છે. જેમ,—

"૧ **નેતિ**—સૂતરનો ગાંઠા વગરનો ને ચીકણો તાંતણો ત્રણચાર વેંત લંબાઇનો રાખી પંદરવડો કે વીશવડો કરવો. પછી તેને ત્રેવડો કરવો ને સારી રીતે વળ દેઈ દૃઢ કરવો. આના બન્ને છેડા ઉંદરપુંછા રાખવા ને તૈયાર થયેલા તે દોરાને મીણ ચઢાવી સુંવાળો કરવો. પછી નાકમાં નાખી તેને મોઢા વાટે બાહાર કાઢવો. પછી માંહેથી બાહાર કાઢેલા તથા પ્રથમથી બાહાર રહેલા છેડાને પકડી એ બન્ને છેડાને ધીમે ધીમે હલાવવા. એ ક્રિયાને નેતિ કહે છે. કપાળનો તથા નાકનો મેલ એ ક્રિયાથી દૂર થાય છે. અને સૂક્ષ્મ પદાર્થ દેખવામાં આવે એવી દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે."

"૨ **ધોતી**—આશરે પંદર હાથ લંબાઇનો જગન્નાથીનો ચાર આંગળ પોહોળો કકડો લેઇને તેને બેચાર વાર જરા ઉના પાણીથી ધોઇને સાફ અને નરમ પટ્ટી રૂપે બનાવવો. પછી આગળ કહેવામાં આવશે તે રીતે ગળાના કાકડાની સુંવાળપ દૂર કરવી તથા મરીનો ઉકાળો થોડા રોજ પીવો, કે જેથી ઉલટી ન થાય. પછી એ લૂગડાનો એક છેડો હાથમાં રાખી બાકીનો ભાગ ગળાદ્વારાએ ઢોર જેમ લૂગડું ચાવે છે તેમ ચાવી પેટમાં ઉતારી જવો ને પેટને ખૂબ હલાવવું તે વખતે બાહારનો છેડો દાંત અને ઓઠથી પકડવો, ને હાથવતી કિંવા નોળીક્રિયાથી નળીને ખૂબ વલોવવા. ત્યાર બાદ તે ઝાલેલે છેડેથી ધોતીને પાછી ખેંચી કાઢવી ને તેમાં વળગેલો કફ પાણીમાં ધોઇ

એની ક્રિયાઓ મહાકઠણ છે, કરવી જોઇએ સર્વ;
જોગી કહેવાવાનો ઝટ લેઇ જાયે, જયારે જાણે તું ત્યારે ગર્વ. ૩૦

---

નાખવો. પાછી વળી તે ધોતી ગળી જવી ને વળી બાહાર કાઢી કફ ધોવો. એમ બેએક વાર કરવાથી પેટમાંનો કફ તથા પિત્ત દૂર થશે. આ અને ઉપરનો એ બન્ને પ્રયોગ નદી અગર વાવમાં ઓહોળા પાણીને કાંઠે અને એકાંતમાં થઇ શકે છે. આ પ્રયોગ સાધનારને શરદ ચીજો અવગુણકારી છે. આ અભ્યાસ શરૂ કરતાં પ્રથમ એક હાથ ધોતી ગળવી, પછી બે હાથ એમ શનૈઃ શનૈઃ અભ્યાશ વધારવો. ધોતીને કિંવા જગન્નાથીના ત્રણ ચાર હાથની લંબાઇના પાતળા રૂમાલને ગળીને ગુદાવાટે પણ કાઢવામાં આવે છે તેથી પણ મેલ સારી રીતે દૂર થાય છે. એ ક્રિયાનું નામ ગણેશક્રિયા છે."

"**૩ બસ્તિ**—નાભિ સમાન જળમાં પ્રવેશ કરીને છ આંગળ લાંબો અને ટચલી આંગળી જાય એવા છિદ્રવાળો વાંસનો કડકો લેઇને ગુદામાં ઘાલવો; તે ચાર આંગળ અંદર ઘાલવો અને બે આંગળ બાહાર રાખવો. પછી ઉત્કટાસન કરી ( પગના પંજા ઉપર ઊભા રહી કિંવા ઊભડક બેશી આધારચક્રને સંકોચી જળને અંદર ખેંચવું. પછી નળને આડા અવળા ફેરવી પેટ હલાવી તે જળને કાઢી નાખવું. ધોતિ અને બસ્તિ જમ્યા પેહેલાં કરવાં અને પછી તરત જમવું. ગુલ્મ, પ્લીહ, જળોદર, વગેરે વાત, પિત્ત, અને કફથી થયેલા સઘળા રોગો આ ક્રિયાથી દૂર થાય છે."

"**૪ નોળી**—બન્ને ખભાથી શરીરને નમાવી, ઉતાવળથી જળની ઘુમરીની પેઠે પેટને ડાબા જમણા ભાગથી હલાવવું, તે નોળીક્રિયા કહેવાય છે. તે જઠરાગ્નિનું પ્રદીપન અને વાતાદિક રોગોનું નિવારણ કરે છે."

"**૫ ત્રાટક**—એકાગ્ર ચિત્તથી દૃષ્ટિને નિશ્ચળ કરી સૂક્ષ્મ લક્ષ્ય એવો જે કોઇ પણ પદાર્થ તેના તરફ આંખમાં પાણી આવે ત્યાં સુધી જોઇ રહેવું, ને પછી આંખો બંધ કરી દેવી, તે ત્રાટક કર્મ કહેવાય છે. તે આંખોના રોગોને દૂર કરે છે. તેમજ આળસ, નિદ્રા, તંદ્રા, તથા ચિત્તની ક્રોધાદિક વૃત્તિનો પણ નાશ કરે છે."

"**૬ બ્રહ્મદાતણ**—વડવાઇનું આશરે એક ગજનું હાથના અંગૂઠા જેવું જાડું ને સીધું દાતણ લેવું ને તેની ઉપરની છાલ કાઢી નાખવી. પછી તેનો સારો ને ખરે નહિ એવો કૂચો એક આંગળ જેટલી લંબાઇનો આગ-

હવે મુદ્રાઓનાં નામ ગણાવું, તેની ક્રિયાઓ વસમી જાણ;

---

ળના ભાગમાં દાંતે ચાવીને કરવો. કૂચો તૈયાર થયે તેને ખંખેરી ધોઇ સ્વચ્છ કરવો. પછીથી તે દાતણનો કૂચો સીધા બેસી ડોક આગળ કાઢી ગળાદ્વારે પેટમાં કાઢનાખ કરવો. પ્રથમ કાકડાની ડાબી બાજુથી દાતણ નાખવાનું શરૂ કરવું. એ અભ્યાસ આશરે એક માસ કર્યાથકી સાધિત થાય છે. પ્રથમ ઉલટીના જેવું થાય છે. પણ પછી એમ થતું નથી. એમ કર્યાથી છાતીમાં જે કફ પિત્તાદિ હોય છે તે પાણીની સાથે બાહાર નીકળે છે. આ પ્રયોગના અભ્યાસીએ આરંભમાં ખાંડ, દહીં, છાશ, આદિ શરદ વસ્તુઓ ખાવાથી પરહેજગાર રહેવું. ઉંઘ બહુ આવવાનુ અને સ્વપ્નાવસ્થા થવાનું કારણ શરીરની માંહેનો કફ તથા તમોગુણ છે. અન્નાજનો ઘણો ભાગ મેલરૂપે ગુદાદ્વારે બાહેર જાયછે; ને કેટલોક ભાગ લોહી રૂપે થાયછે, તે શરીરનું પોષણ કરેછે. એમ ક્રિયા થતાં કેટલોક ભાગ કફ તથા પિત્તરૂપે ચીકાશદાર થઈ શરીરમાં રહેછે. લોહી શરીરની નસોમાં મળી વહેવા લાગેછે, ને શરીરને પુષ્ટ રાખે છે. તથા મળ મૂળદ્વારાએ બાહાર નીકળે છે. એમ ભક્ષ્ય અને પેય પદાર્થોનું પૃથક્કરણ થતાં કેટલોક ભાગ અપાન અને પ્રાણની સાથે ઘુંચાઇ કફ તથા પિત્ત વગેરે રૂપે આ સ્થૂલ દેહમાં ભરાઇ રહેછે. ઘણો મેલ એકઠો થવાથી શરીરમાં રોગની ઉત્પત્તિ થાયછે. યોગેશ્વરો આ વાતને જાણેછે માટે દરરોજ તેઓ શરીરના યંત્રને મળ અને અયોગ્ય પવનથી દૂર કરી સાફ રાખે છે. વળી આગળ દર્શાવ્યા પ્રમાણે પવન તથા કફ શરીરમાં એકઠો થવાથી ઊંઘ વધારે આવેછે, આળસ આવેછે અને અંતર્દૃષ્ટિ કરતાં અટકાવ થાયછે, ને ભજનનો તાર તોડે છે. માટે ઇંદ્રિયોનો નિગ્રહ કરવાની ઇચ્છા રાખનાર મુમુક્ષુ યોગીંદ્રાએ મેલ અને અયોગ્ય પવનને યુક્તિવડે દૂર કરવાં જોઇએ. મેલ અને અયોગ્ય પવન થોડાં ઉત્પન્ન થાય માટે કોઈ સૂક્ષ્મ આહાર કરેછે, કોઇ અઠવાડીએ અને પખવાડીએ રેચ લેછે, કોઈ દરરોજ ખોંખારા મારી કફને દૂર કરેછે, કોઈ ઘણી સફાઇથી દાતણ કરી ઘણા કોગળા કરેછે. સૂતરના લગભગ હાથના અંગુઠા જેવા જાડા છવડ દોરડાને મીણ પાઈ તેના આગળના ભાગમાં કૂચો રાખી તે ઉપરની રીતેજ દાતણની જગાએ કફ પિત્ત વગેરે કાઢવામાં વપરાયછે."

"૭ **કપાળભાતી**--લુહારની ધમણની પેઠે ઉતાવળથી રેચકપૂરક કરે તેને કપાળભાતી કહેછે. આ ક્રિયાથી કફનો નાશ થાયછે તથા સુષુમ્ણા વેહેવા લાગેછે."

નામ સાંભળી ભય નવ પામીશ, ગુરૂગમથી સહેલું પ્રમાણ. ૩૧
મહામુદ્રાને મહાબંધ જાણો, ખેચરી ને ઉડ્ડિયાન;
મહાવેધ ને મૂળબંધ તેવી, જાલંધરબંધનું મહામાન. ૩૨

---

" ૮ ગજકરણી—અપાનવાયુને કંઠનાળમાં ચઢાવીને પેટમાં રહેલાં અન્ન જળાદિકને કાઢી નાખવાં તે. આમ કરવાથી નાડીઓનો સમૂહ વશીભૂત થાયછે. આ ક્રિયાને યોગી લોકો ગજકરણી કહેછે. આ ક્રિયા સિદ્ધ કરવાની વિધિ આ પ્રમાણે છે. પ્રથમ પાંચશેર છશેર નવશેકુ પાણી પીવું, તે વખત ઊભડક બેસવું. ત્યાર બાદ સ્વસ્થ બેશીને નોળી કરવી. પછી વળી ઊભડક બેશી મધ્યમા આંગળી ગળાની કાકડીને અડાડવી, એટલે મેલ સહિતનું પાણી એકદમ નીકળશે. અભ્યાસ સિદ્ધ થયા બાદ આંગળી અડાડવાની જરૂર પડશે નહિ. ફક્ત અપાનવાયુ ચઢવાથીજ પાણી બહાર નીકળશે."

" નેતિ, ધોતિ, બસ્તિ, નોલી, ત્રાટક, અને કપાળભાતિ, એ હઠયોગનાં ષટ્કર્મ છે, અને જેને વાત, પિત્ત અને કફનો મેલ વધારે હોય, તેણે પ્રાણાયામની સિદ્ધિને અર્થે તે અવશ્ય સાધવાં જોઇએ. પરમપદબોધિની.

૩૧ મુદ્રાઓ—પ્રાણાયામને સાહાય કરનારી કેટલીક ક્રિયાઓ. જેમ કોઇ વાસણને મુદ્રા ( સીલ ) કરવાથી તેમાંનો પદાર્થ બાહાર નીકળી જતો નથી, તેમ પ્રાણવાયુને ખેંચતાં, બંધ રાખતાં તથા છોડતાં મુદ્રાઓ નિયમમાં રાખે છે.

૩૨ મહામુદ્રા ૪૦—મુદ્રાઓના સંબંધમાં શ્રીનથુરામશર્માએ પોતાના પરમપદબોધિની નામે ગ્રંથમાં વિસ્તારથી લખ્યું છે. જેમઃ—

" ૧ મહામુદ્રા—ડાબા પગના પાનીથી ગુદા અને શિશ્નેંદ્રિય વચ્ચેનો ભાગ જે યોનિસ્થાન તેને રોકીને, જમણો પગ, તેની પાની જમીનને અડી રહે એવી રીતે લાંબો કરવો, અને તેની આંગળીઓ ઊંચી રાખી તે પગના અંગૂઠાને જમણા હાથના અંગૂઠા તથા તર્જની આંગળીથી પકડી રાખવો પછી કંઠમાં જાળંધર બંધ ( હવે પછી કહેવાશે ) કરીને વાયુને ઉપર સુષુમ્ણામાં ધારણ કરવો. આમ કરવાથી મૂળબંધ પણ થાય છે. યોનિસ્થાન(શીવણી)ને દબાવવાથી અને જીભને બંધન કરવાથી કુંડળી શક્તિ સર્પાકાર તજી પાંશરી થઇ જાય છે, અને સુષુમ્ણામાં પ્રાણનો પ્રવેશ થાય છે. આમ થવાથી ઇડા-પિંગળાને પ્રાણનો વિયોગ થાય છે. અને તેથી કુંડલીની શક્તિની મરણાવસ્થા થાય છે. પૂરેલા વાયુને ધીમે ધીમે રેચક કરી

વિપરીતકરણી ને વજ્રોલી, શક્તિચાલન એવું નામ;
દશ મુદ્રાઓ એણી પેર ભાખી, તેથી થઇ જાયે તારૂં કામ. ૩૩

---

બાહાર કાઢવો. ઉતાવળે રેચક કરવાથી બળની હાનિ થાય છે."

"(૨) **મહાબંધમુદ્રા.**—ડાબા પગની પાની યોનિસ્થાનમાં લગાવીને જમણો પગ ડાબા પગની પિંડી પર રાખવો, ને ત્યારબાદ પૂરક કરી પવનને પૂરવો, ને દાઢી છાતીસરસી રાખી, જાલંધરબંધ કરી કુંભક કરવો. યોનિ દબાવ્યાથી મૂળબંધ થાય છે, દાઢી છાતીસરસી રાખવાથી જાલંધરબંધ થાય છે. મૂળબંધ અને જાલંધરબંધ સાથે થવાથી પ્રાણુ મધ્યનાડી સુષુમ્ણામાં પ્રવેશ કરેછે. યથાશક્તિ કુંભક કરીને પછી મંદમંદ રીતે રેચક કરી વાયુ કાઢવો. ચંદ્રાંગ અને સૂર્યાંગમાં કુંભકની સંખ્યા સમાન થાય ત્યાં સુધી આ અભ્યાસ ચાલુ રાખવો. કેટલાક આચાર્ય કહેછે કે, જાલંધરબંધમાં કંઠનો બંધ છે તે અનુપયોગી છે, એટલે દાઢીને છાતીસરસી રાખવાની જરૂર નથી, પણ આગલા દાંતની ઉપર તાળવાની નીચે જીભ રાખવાનો બંધ પ્રશસ્ત છે. આ જિવ્હાબંધથી સુષુમ્ણા સિવાય બોતેર હજાર નાડીની (તેના પવનની) ઊર્ધ્વગતિ રોકાયછે. આ મુદ્રાથી ઇડા, પિંગલા, અને સુષુમ્ણા જે ત્રિવેણી તેનો સંગમ થાયછે. અને મન કેદાર જે ભ્રૂકુટિ તેને વિષે રહેછે. રૂપ, લાવણ્ય, કાંતિ, ઇત્યાદિ શોભાયુક્ત યુવાવસ્થાવાળી સ્ત્રી જેમ પતિ વગર નિષ્ફળ છે તેમજ મહામુદ્રા અને મહાબંધમુદ્રા પણ મહાવેધમુદ્રા વગર વ્યર્થ છે."

"(૩) **મહાવેધમુદ્રા**—એકાગ્ર બુદ્ધિવાળા યોગીએ નાસિકાના બન્ને છિદ્રથી પૂરક કરી ત્યારબાદ વાયુની ઉપર નીચેની ગતિને જાલંધર બંધથી રોકવી; પછી બન્ને હાથની હથેળીઓ જમીનને અડાડીને તેથી શરીરને જરા ઊંચુ નીચું હલાવવું, ને પગની પાનીથી સીવણીને દબાવવી આમ કરવાથી પવન ઇડા પિંગલાનો ત્યાગ કરી સુષુમ્ણામાં દાખલ થાય છેઃ ચંદ્ર, સૂર્ય, અને અગ્નિ વિષે રહેલી જે ઇડા, પિંગળા અને સુષુમ્ણા નાડી, તેનો સંબંધ થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. ઇડા પિંગળામાં પ્રાણનો સંચાર બંધ પડે એટલે યોગીએ શનૈઃ શનૈઃ રેચક કરવો. આ મહાવેધ મુદ્રાનો અભ્યાસ કરવાથકી અણિમાદિક સિદ્ધિ ઉત્પન્ન થાય છે. વળી શરીરમાં ઘડપણ આવ્યાથી ચામડીની કરચલી વળી હોય તે તથા પળી

પ્રાણાયામ જો શીખવું તારે, પૂરેપૂરું જાણ;
તો તો એ સર્વે જાણવું જોઇએ, ત્યારે થાયે વખાણ. ૩૪

---

હોય તે તથા ધુજારો પણ મટે છે. દિવસના આઠ પહોર છે, તે પ્રત્યેક પહોરમાં ઉપરની ત્રણે મુદ્રાના આઠ આઠ કુંભક ઉપર દર્શાવેલી રીતે કરવા. પુણ્યના સમૂહને વધારનારી ને પાપનો વજ્રની પેઠે નાશ કરનારી આ મુદ્રા છે."

"( ૪ ) **ખેચરીમુદ્રા**—કપાળની અંદરના છિદ્રમાં જિહ્વા પ્રવેશ કરે અને દૃષ્ટિ ભૃકુટિના મધ્યમાં રહે તે ખેચરીમુદ્રા કહેવાય છે. ખેચરીની ત્રણ ક્રિયા અનુક્રમે કરવી પડે છેઃ—છેદન, ચાલન, અને દોહન. અતિ તીક્ષ્ણ, સ્નિગ્ધ, (ચીકાશવાળું-સુંવાળું), અને નિર્મળ (કાટ તથા બીજા મેલ વગરનું સાફ અને સારી રીતે અજવાળી ઊજળું કરેલું ) એવું શસ્ત્ર (નસ્તર આ કામમાં ઠીક પડશે ) લઇને પછી તે શસ્ત્રથી સાવધાનીથી યુક્તિપૂર્વક જીભના મૂળ આગળની નીચલી નસને રોમમાત્ર છેદન કરવી. છેદન કર્યા બાદ લવણ ( મીઠું ) અથવા સિંધવ તથા હરડેનું ચૂર્ણ કરીને સાત દિવસ સુધી સાંજે તથા પ્રાતઃકાળે છેદન કરેલા ભાગ પર લગાડવું. ( યોગાભ્યાસીને મીઠું ખાવાનો નિષેધ છે, માટે તેણે કાથાનું તથા હરડેનું ચૂર્ણ મેલવું ). યોગાભ્યાસી ન હોય અને જે એકલી ખેચરીમુદ્રા સાધતો હોય તેને લવણનો નિષેધ નથી. પછી આઠમે દિવસ વળી રોમમાત્ર અધિક છેદન કરવું. વળી આવી રીતે સાત દિવસ ફરીથી લવણ તથા હરડેનું ચૂર્ણ ઘસવું અને આઠમે દિવસ વળી અધિક છેદન કરવું. એમ છ મહિના સુધી દરરોજ યુક્તિપૂર્વક કરે તો જીભની નીચેની નાડી જે જીભને કપાળની અંદરના છિદ્રમાં જતી અટકાવેછે તેનો નાશ થાય છે. હાથના અંગૂઠા તથા તર્જની આંગળીથી જીભને પકડીને હલાવવી તે ચાલન, અને બન્ને હાથના અંગૂઠા તથા તર્જની આંગળીઓથી ગાયના આંચળને દુહેછે એવી રીતે ખેંચીખેંચીને જીભને લાંબી કરવી તે જ્યાં સુધી તે બાહાર નીકળીને ભૃકુટિના મધ્યમાં અડે ત્યાં સુધી લાંબી કરવી તે દોહન. એમ કરવાથકી ખેચરી મુદ્રાની સિદ્ધિ થાયછે. જીભને ઊંચી કરી ત્રણ નાડી( ઇડા, પિંગળા અને સુષુમ્ણા )નો માર્ગ જે કપાળની અંદરનું છિદ્ર તેમાં રાખે, તો ખેચરી મુદ્રા થાય છે. એને વ્યોમચક્ર કહે છે. તાળવાની ઉપરના છિદ્રમાં જાય એવી રીતે જિહ્વાને લંબાવીને એક ઘડીમાત્ર ખેચરી-

જેમ બે પગ વિના નવ ચલાયે, મનુષ્યથકી નિરવાણ;
ત્યમ સર્વ જાણ્યા વિના નવ કહેવાયે, પ્રાણાયામનું પ્રમાણ. ૩૫

---

મુદ્રા કરી સ્થિત રહે તો તે યોગીને સર્પ, વીંછી આદિ જંતુઓનું ઝેર ચઢતું નથી, અને વ્યાધિથી ( વૃદ્ધાવસ્થાથી ) ચામડીની કરચલી વળવાથી તથા પળિયાંથી એ યોગી નિવૃત્ત થાય છે ખેચરીમુદ્રા જાણનારને રોગ, મરણ, આળસ, નિદ્રા, ક્ષુધા, તૃષા ને મૂર્છા વિશેષે કરીને થતાં નથી, રોગની પીડા થતી નથી, કર્મથી લેપાતો નથી, અને કાળ પણ તેને બાધ કરી શકતો નથી. જીભ તથા અંતઃકરણ ભૃકુટિના છિદ્રમાં જાય છે માટેજ કપિલાદિક સિધ્ધોએ આ મુદ્રાનું નામ ખેચરી પાડયું છે. જે યોગીએ તાળવાની ઉપરનું છિદ્ર ખેચરીમુદ્રા કરી ઢાંકી દીધું હોય તે સ્ત્રીની સાથે આલિંગન કરી રહ્યો હોય તો પણ તેનું વીર્ય સ્ખલિત થતું નથી. તાળવાની ઉપરના છિદ્રની સન્મુખ જીભ લગાડીને સ્થિર રાખે તો તાળવાની ઉપરના ભાગના છિદ્રમાંથી જે ચંદ્રામૃત ઝરે છે તે જીભ ઉપર પડતાં તેનું પાન થયાથી એક પખવાડીઆમાં યોગી મૃત્યુને જીતી લેછે. જે યોગીનું શરીર ચંદ્રામૃતે કરીને પૂર્ણ હોય તે યોગીના શરીરને તક્ષક નાગ ડસે તો પણ તેને તેનું ઝેર ચઢતું નથી. જેવી રીતે લાકડાં હોય ત્યાંસુધી અગ્નિ નાશ પામતો નથી ને બત્તી સહિત તેલ હોય ત્યાંસુધી દીવો ઓલવાતો નથી. તેવીજ રીતે ચંદ્રામૃતથી પૂર્ણ શરીર હોય તેને જીવ ત્યાગ કરતો નથી. જીભ ઉપર ચંદ્રામૃત પડવાથી યોગીને અનંત જાતના સ્વાદ માલમ પડેછે. મેરૂ પર્વતની પેઠે બધાથી ઊંચી જે સુષુમ્ણા તેના ઉપલા ભાગમાં જે છિદ્ર છે તેમાં ચંદ્રામૃત રહેછે. અને ગંગા, યમુના, સરસ્વતી, અને નર્મદા એટલે ઇડા, પિંગળા, સુષુમ્ણા અને ગાંધારી એ નાડીઓનો તે છિદ્રમાં અગ્રભાગ છે. એ ચંદ્રમંડળમાંથી અમૃત સ્રવેછે, અને તે ટપકવાથી મનુષ્યનું મૃત્યુ થાયછે. એટલા માટે ખેચરીમુદ્રા સાધે તો દેહનું લાવણ્ય વધેછે અને વજ્રના જેવી દૃઢતા આવે છે. ઇડા, પિંગળા, સુષુમ્ણા, ગાંધારી અને હસ્તજિહ્વા, એ પાંચ નાડીઓનો પ્રવાહ ઉપર ચાલે છે. એના પ્રવાહથી સંયુકત અને આત્માને સાક્ષાત્ દેખાડનાર જે આગળ જણાવેલું છિદ્ર, તે શૂન્ય રૂપ હોવાથી અવિદ્યાનો નાશ કરેછે. જેમ સૃષ્ટિમાં બીજરૂપ ઓંકાર મુખ્ય છે અને અવસ્થામાં મનોન્મની અવસ્થા મુખ્ય છે. તેમ મુદ્રામાં ખેચરી મુદ્રા મુખ્ય છે.”

મોટામાં મોટી એ વિદ્યા છે, ભૂલ્યા ઘણા ઘણા જન;
દેહ સુદ્ધાં તો કંઇક ડૂલ્યાછે, તૂટી ગયાં ઘણાનાં તન. ૩૬

---

“ ( ૫ ) **ઉડ્ડીયાનમુદ્રા.**—આ મુદ્રાવડે રોકેલો પવન મધ્ય નાડીવાટે સુષુમ્ણામાં થઇને ઊડી જાયછે અને આકાશ ગમન કરેછે, માટે આ બંધનું નામ ઉડ્ડીયાનમુદ્રા પાડેલું છે. મહાન્ પક્ષીરૂપ જે પ્રાણ તે આ મુદ્રાથી અનાયાસે સુષુમ્ણામાં ગતિ કરેછે. આ મુદ્રાથી પવન રોકાય છે માટે આ મુદ્રાને ઉડ્ડીયાનબંધ પણ કહેછે. નાભિના ઉપલા તથા નીચલા ભાગ બરડાને અડી જાય એવી રીતે પાછો ખેંચવાની ક્રિયાને ઉડ્ડીયાનબંધ કહેછે. આ સિંહરૂપ બંધ મૃત્યુરૂપી હાથીને નિવૃત્ત કરવાવાળો છે. હિતના ઉપદેશકરનાર જે ગુરૂ તેમની પાસેથી શીખી આ બંધનો અભ્યાસ નિરંતર કરે તો વૃધ્ધ પુરૂષ હોય તોપણ યુવાવસ્થાવાળાના જેવો દેખાયછે.”

“ ( ૬ ) **મૂળબંધ**—પાનીવતી સીવણીને દાબીને ગુદા સંકોચી અપાનવાયુને ઊંચો ચઢાવવો તે મૂળબંધ કહેવાય છે. કેડ તથા ઢગરાને આગળ કાઢી સીધીરીતે બેસવાથી આ બંધ થાય છે. જેની નીચી ગતિ છે એવો જે અપાનવાયુ તેને મૂળાધાર( ગુદા )નું સંકોચન કરી જોરથી ઊર્ધ્વગમન કરાવવું. મતલબ કે પ્રાણાપાનનો સંયોગ કરી તેની સુષુમ્ણામાં ગતિ કરાવવી તેનું નામ મૂળબંધ છે. આ ક્રિયાથકી મૂળસ્થાનનું બંધન થાય છે, માટેજ તેનું નામ મૂળબધ પડયું છે. આ મુદ્રાથી પ્રાણ, અપાન, નાદ, તથા બિંદુનું એકત્વ થાય છે. પ્રાણવાયુની ઊર્ધ્વગતિ અને અપાનવાયુની અધોગતિ છે. એ બેની એકતા સુષુમ્ણામાંથવાથી નાદ (મેઘના જેવા ધ્વનિ )ની પ્રકટતા થાય છે. અને પ્રાણ તથા અપાનને હૃદયની ઉપર લેઇ જવાથકી નાદબિંદુની એકતા થઇ એ ચારે મસ્તકમાં પ્રવેશ કરે છે, ને તેથી યોગસિદ્ધિ થાય છે. નિરંતર મૂળબંધમુદ્રા કરવાથી જ્યારે અપાનવાયુની તથા પ્રાણવાયુની એકતા થાય ત્યારે સંચય થયેલું મૂત્ર તથા વિષ્ટા શરીરમાં મળ રૂપે રહેવા પામતાં નથી. આ બંધ કરવાથકી બુઢ્ઢો હોય તે જુવાન થઇ જાય છે. મૂળબંધ કરવાથી અપાનવાયુ ઉપર ચાલવા લાગે છે ને તે ચાલીને નાભિની નીચે ત્રિકોણાકાર અગ્નિમંડળ છે તેમાં પ્રવેશ કરેછે. આથી કરીને જઠરાગ્નિની જ્વાળા

યોગને રસ્તે વાઘ એ વસમો, જનારાને ખાય;
જો ગુરૂભક્ત હોયે જનારો, તો તો સામો થાય. ૩૬

---

વધી જાયછે. પછી અગ્નિ અને અપાનવાયુ એ બન્ને પ્રાણવાયુમાં જાયછે અને તેથી કરીને અગ્નિનું અત્યંત પ્રદીપન થાય છે, ને તેથી અકળાઈને સૂતેલી કુંડલિની શક્તિ જાગૃત થાયછે. સૂતેલી સર્પિણી જેમ લાકડી મારવાથી સીધી થઈ જાય તેમ તે સીધી થઇને સુષુમ્ણામાં પ્રવેશ કરેછે કુંડલિનીને જાગૃત કરવામાટે મૂળબંધ ઉપયોગી છે, માટે યોગાભ્યાસીને દિન દિન પ્રત્યે સર્વકાળમાં તેનો અભ્યાસ કરવો આવશ્યક છે."

" (૭) જાલંધરમુદ્રા—કંઠને નીચે નમાવી દાઢીને હૃદયથી ચાર આંગળ છેટે રાખે તે જાલંધરબંધ કહેવાય છે. નાડીઓના સમૂહને બાંધેછે તેમજ કપાળની અંદરના છિદ્રમાં જે ચંદ્રામૃત રહેછે તેને પણ બાંધેછે માટે આ બંધનું નામ જાલંધરબંધ કહેવાય છે. કંઠને નીચો નમાવી જાલંધરબંધ કરવાથી ચંદ્રામૃત જઠરાગ્નિમાં પડતું નથી, અને તેથી પ્રાણવાયુ નાડીમાં પ્રવેશકરી પ્રકોપ કરતો નથી. કંઠનું દૃઢ સંકોચ થવાથી ઇડા પિંગળાના વહનનું સ્તંભન થાયછે. મૂળબંધથી અપાનની ઉર્ધ્વગતિ થાયછે. જાલંધરબંધથી ઇડાપિંગળાનું વહન સ્તંભન પામેછે, અને ઉડ્ડીયાનબંધથી વાયુ સુષુમ્ણામાં ગમન કરેછે. આ યુક્તિઓથી પ્રાણવાયુ સ્થિર થઈ જાયછે અને તે બ્રહ્મરંધ્રમાં સ્થિતિ કરીને રહે છે. એને પ્રાણલય કહે છે. પ્રાણના લયથી મોત, જરા, રોગ, ત્રિવલી, શ્વેત વાળ, મૂર્છા, ને આળસાદિક નાશ પામે છે. તાળવાના મૂળમાં દિવ્ય રૂપ ચંદ્રમા છે, તેમાંથી અમૃત ઝરે છે. તે અમૃતનો નાભિમાં રહેલ જે અગ્નિ રૂપ સૂર્ય તે ગ્રાસ કરે છે, તેથી દેહ વૃદ્ધાવસ્થાયુક્ત થાય છે."

" (૮) વિપરીતકરણીમુદ્રા—નાભિ આગળના સૂર્યને ઉપર રાખવો અને તાળુસ્થાન આગળના ચંદ્રને નીચે રાખવો, તેને વિપરીતકરણીમુદ્રા કહે છે. આ મુદ્રા ગુરૂવાક્યથી સિધ્ધ થાય છે; અન્યથા શાસ્ત્રશ્રવણ કરવાથી સિદ્ધ થતી નથી. આ મુદ્રાના અભ્યાસીને જઠરાગ્નિનું પ્રદિપન થાય છે માટે તેણે ઇચ્છાપૂર્વક ખૂબ જમવું જોઈએ. થોડું ભોજન કરે તો જઠરાગ્નિ દેહને બાળવા માંડે છે. બન્ને હાથના ટેકાથી માથું પૃથ્વી પર રાખી પગને અધર રાખવા તે વિપરીત કરણી મુદ્રા છે. પહેલે દિવસ આ મુદ્રા ક્ષણ

પ્રાણાયામની પેર જો જાણી, તો કંઇ માર્ગે ગયો કહેવાય;
એમાં તો ભૂલું પડવાનું નિશ્ચે, વળી દેહ સુદ્ધાં દહેવાય. ૩૮

---

વાર રાખવી ને ત્યારબાદ ધીમેધીમે વધારે અભ્યાસ કરવો. આ મુદ્રાના અભ્યાસથી વલી તથા પળિયાં નાશ પામે છે."

"(૯) **વજ્રોલીમુદ્રા**—શિશ્નના છિદ્રમાં પ્રવેશ કરીશકે એવી જાડાઇ-વાળી વચ્ચે શળી આવે એવી પોલી ચૌદ આંગળ લાંબી સીસાની શળી તૈયાર કરાવવી. તે બાર આંગળ સીધી રખાવવી ને બે આંગળ વળાવવી. પછી ધીમે ધીમે શિશ્નના છિદ્રમાં દરરોજ એક એક આંગળ વધારે નાખતા જવાનો અભ્યાસ કરવો: એટલે પહેલે દિવસ એક આંગળ નાખ-વી; બીજે દિવસ બે આંગળ નાખવી; એમ કરતાં કરતાં બારે આંગળ અંદર જવા માંડે એટલે ચાંદીના ધમાના છેડાનો ભાગ પેલી શળીના બહારના છિદ્રમાં નાખી ધમાવાટે ફૂંકો મારવી. આમ કરવાથી ઇંદ્રિયમાર્ગ શુદ્ધ થાય છે. આ ક્રિયા સાધ્ય થયા પછી પાણીને અધર ચઢાવતાં શીખવું ને ત્યારબાદ ઇંદ્રિય માર્ગે દૂધનું કિંવા વીર્યનું આકર્ષણ નીચે પ્રમાણે કરવું:—દૂધ ચઢાવવું હોય તો પાણીની માફકજ ચઢાવવુ. વીર્ય ખેંચીને ચઢાવવા-ની રીત:—રતિ સમયે સ્ત્રીની યોનિમાં પડેલું વીર્ય તથા સ્ત્રીનું રજ એ બન્નેને ઇંદ્રિયના છિદ્રવાટે ઉપર ખેંચી લેવાં. વજ્રોલીના અભ્યાસમાં બે ચીજો કહી છે, જે ગરીબ માણસને દુર્લભ છે; એક તો સ્ત્રીસંગ કર્યા પછી ઇંદ્રિય નિર્બળ થઇ જાય છે માટે દૂધ પીવું જોઇએ તે પહેલી, તથા આજ્ઞા પ્રમાણે વર્તનારી સ્ત્રી તે બીજી. વજ્રોલીનો અભ્યાસ કરનાર હોય તેનામાં વીર્ય સ્તંભનથી બહુ સુંદર સુગંધ ઉપજેછે. તેમજ જ્યાં સુધી બિંદુ સ્થિર રહે ત્યાં સુધી કાળનો પણ ભય રહેતો નથી. ચિત્ત ચલાયમાન થાય તો માણસ-નું વીર્ય ચલાયમાન થાય છે અને ચિત્ત સ્થિર હોય તો વીર્ય પણ સ્થિર થાય છે. વીર્ય ચિત્તને આધારે છે અને જીવન વીર્યને આધારે છે, મા-ટે અવશ્યકરીને વીર્યનું રક્ષણ કરવું. વજ્રોલીના અભ્યાસની યુક્તિ-થી રૂપ, લાવણ્ય તથા બળ વધે છે અને ભોગ ભોગવતાં છતાં મોક્ષ થા-ય છે."

"૧૦ **શક્તિચાલન**—કુંડલિની, ભુજંગિની, શક્તિ, ઈશ્વરી, કુટિ-લાંગી, અને અરૂંધતી, એ એક બીજાના પરસ્પર પર્યાય છે. જેવી રીતે માણસ કુંચીવતી તાળું ખોલી ઘર ઊઘાડે છે તેવી રીતે યોગી હઠાભ્યાસથી

ધિંગડમલ ગુરૂ ધીરને મળિયા, તેથી પાધરો થયો રાહ;
વાઘને બકરી કરી મનાવ્યો, ગુરૂ તમારી શી વાહવાહ ! ૩૯
ધીરો હીરો કરી નાખ્યો પલકમાં, પ્રાણાયામની દાખી લે'ર;
મારૂં કારજ ન થાત કદાપિ, સ્વયંમાધવ કરત જો મે'ર. ૪૦

## રાગ સામેરી.

સુણો સુણનાર, કહું એક વાત ભલી;
જેથી કારજ થાય તમામ, પાપ સહુ જાય બળી. ૧

---

કુંડલિનીવડે મોક્ષનું દ્વાર જે સુષુમ્ણાનો માર્ગ તેને ઉઘાડેછે. તમામ દુઃખથી રહિત જે બ્રહ્મરંધ્ર તેમાં સુષુમ્ણાવાટે જવાય છે. તે સુષુમ્ણાના માર્ગના મુખ આગળ પોતાનું મોઢું રાખી તે રોકીને પરમેશ્વરી કુંડલિની સૂતી છે. કુંડલિનીશક્તિ કંદના ઉપલા ભાગમાં યોગીના મોક્ષને અર્થે અને મૂઢના બંધનને સારૂ સૂતી છે. યોગી આ કુંડલિનીને ચલાયમાન કરીને મુક્તિ પામેછે, અને મૂઢ માણસ કુંડલિનીને જાણતો નથી માટે બંધનમાં સ્થિત રહેછે. આ કુંડલિનીને જે જાણેછે તેને યોગવેત્તા જાણવો. કારણ કે બધા યોગતંત્રમાં કુંડલિનીનું આશ્રયપણું છે. કુંડલિની સર્પના જેવી કુટિલ આકારવાળી છે. જે પુરૂષે કુંડલિની ચલાયમાન કરી તે નક્કી મુક્ત થાય છે. ઇડાપિંગળાની વચમાં રહેલી સુષુમ્ણા તે બાલરંડા તપસ્વિની છે, તે બલાત્કારથી કુંડલિનીને ગ્રહણ કરેછે. સૂઇ રહેલી કુંડલિનીને પૂંછડે પકડી જગાડીને એટલે તેની નિદ્રાનો ત્યાગ કરાવીને હઠથી ઉપર સ્થિર રાખવી. આ રહસ્ય ગુરૂમુખથી જાણવું જોઇએ સાંજ સવાર સૂર્યથી પૂરક કરીને ચાર ચાર ઘડી સુધી કુંડલિનીને ચલાયમાન કરવી. મૂળસ્થાનની ઉપર કંદનું ઠેકાણું છે. બન્ને હાથથી બન્ને પગની પાનીઓને પકડીને નાભિની નીચે રહેલા કંદને દબાવવો. શક્તિચાલનમુદ્રા સાધીને ભસ્ત્રિકા કુંભક કરવાથકી કુંડલી જાગી ઊઠે છે. કુંડલીને ચલાયમાન કરવાથકી ઉધરસ, શ્વાસ, અને વૃદ્ધાવસ્થાથી યોગી મુક્ત થાય છે. શક્તિચાલન મુદ્રાના અભ્યાસથી બધી નાડીઓના મેલ નિવૃત્ત થઇ જાય છે.

પ્રાણાયામની જાણી પેર, પ્રત્યાહાર કહું;
જેથી થઇ રહે લીલા લેહેર, તો ધીર સુખી રહું. ૨
મન મસ્તાનું જે જાણ, તેને વશ કરવાનું;
હવે કહુંછું હું પ્રમાણ, ધ્યાન માને ધરવાનું. ૩
સમજો સર્વ તો સારૂં થાય, નિકર વહેતું જાયે;
કર્યું કારવ્યું સર્વે જાણ, ધૂળધાણી થાયે. ૪
ઈંદ્રિયો સર્વે જેહ, તેનું કરવું કેવું;
વિષયથકી નિર્વાણ, છે અવળમુખ કરવા જેવું. ૫
ઇંદ્રિયોની અઘટિત ચાલ, બંધ કરવી જોઇએ;
એની વૃત્તિઓ સહુ નિર્વાણ, સમેટવી સંશે ખોઇએ. ૬
એમ વૃત્તિ અભ્યંતર સમેટાય, પ્રત્યાહાર નામ તેનું;
છે મોટામાં મોટું કામ, સ્વરૂપ ગહન જેનું. ૭
રામાતણી રસિલી વાત, જેને ચિત્ત નવ આવે;
મુગ્ધા ન મોંઘી માને જે વાર, ભલું રૂપ નવ ભાવે. ૮
તેને કાજે નવ કૂટાય, આબરૂને આડી કરે;
ભલમનસાઇ ભૂલે નવ જાણ, પ્રત્યાહાર તે તો ધરે. ૯
માને મુગ્ધા ને વૃદ્ધા સમાન, લોહ સોનું એક ભાવે;
પ્રત્યાહારની જાણે તે પેર, દબાય નહિ દાવે. ૧૦
ઇચ્છાઓ વિધવિધ થાય, તેને વારી રાખે;
અજીતને જીતનારો થાય, સુધારસ તે ચાખે. ૧૧
રામાકેરા રૂપની વાત, રસીલી રંગવાળી;
ન સૂતાં બેસતાં કરે સાર, કે ન જુએ સંભાળી. ૧૨
તેણે જીત્યું જાણો આ જગત, ષડ્રિપુ શત્રુગણે;

---

૨ પ્રત્યાહાર—ઇંદ્રિયોની વૃત્તિઓને વિષયમાંથી પાછી ખેંચી લેવી તે.

એવા એવા સર્વ વિકાર, હેલામાંહી આવ્યા હણે. ૧૩
એવું સર્વ પ્રકારે સિદ્ધ થાય, ત્યારે જોગી એ તો બણે;
વિષયવાસનાએ ન વીંટાય, ગુણવતું સર્વે ગણે. ૧૪
એવું સાધ્ય થાયે ક્યારે જાણ. ગુરૂકેરી કૃપા મળે;
ધન્ય ધન્ય કહેવાયે તેહ, કાળાશ ન તે તો કળે. ૧૫
એવું થઇ જાય શુદ્ધ સ્વરૂપ, પછે કામની તે જુએ;
તેને બાધ કરે નવ કાંઇ, સંશય થયા સર્વે ખુએ. ૧૬
સ્પર્શ તેને ન નડે લગાર, રસમાં રસબસ બને;
વસે નૌતમ નગરમાં તેહ, કે વસે જઈ તે વને. ૧૭
પુષ્પપરિમળ લે અપાર, તેને બાધ ન તે કરે;
પુષ્પગંધ ગણે સમાન, તારે અને તે તો તરે. ૧૮
શંકાનું થાય સમાધાન, પ્રત્યાહારની પેરે;
યોગબારી એ વસમી જાણ, વંઠાવી દે વેરે. ૧૯
ધીર હીરહરણનાં કાજ, ગુરૂગમે સેહેલાં બને;
લક્ષ્મીવર રાખે લાજ, ગુરૂકૃપા કરજો મને. ૨૦

## રાગધનાશ્રી.

સાંભળો ધારણાની કહું છું વાત, સર્વ મારી જી;
કરજો અંતર વિચાર, જો જો ધારી જી. ૧

---

૧૩ ષડ્રિપુ ઇ૦—કામાદિક છ શત્રુઓને જે શત્રુઓજ માને.
૨૦ ધીર ઇ૦—ધીરો કહે છે કે જે કાજ મનુષ્યનું હીર-બળ હરી લેછે તે ગુરૂગમથી સેહેલાં થાય છે.

૧ ધારણા—કોઇ પણ ચીજની દૃઢ ઇચ્છા કરીને તે પરાયણ થવું ને તેનાં સાધનોનો નિરંતર વિચાર કરવો તથા તે વસ્તુને અંતઃકરણમાં ધારણ કરી રાખવી તેને ધારણા કહે છે.

ધારણા જે જન ધરી જાણે જી;
તે તો સર્વે સિદ્ધિઓને કને તાણે જી. ૨
આખું જગ વશ તેને થાય જી;
દુઃખ દૂર સર્વ તેનાં પળાય જી. ૩
ઇશ્વર જેવો અવિચળ કહેવાય જી;
જેના ગુણ ત્રણ લોકે ગવાય જી. ૪
કહું હવાં ધારણાનું સ્વરૂપ જી;
સમજો, જેને જોગીના થાવું ભૂપ જી. ૫
કોઇ પણ ચીજની વાંચ્છના કરવી વારૂ જી;
પછે તેમય થઇ જવાનું ધારવું સારૂં જી. ૬
તેમ થવાય કેઇ રીતે જી;
તેના સાધનમાં આવી રહેવું પ્રીતે જી. ૭
જે વસ્તુ વાંચ્છી હોય જાણ જી;
તેનું હૃદયમાં કરવું પ્રમાણ જી. ૮
અંતઃકર્ણદ્વારે હૃદેમાં ધરવી જી;
એ ધારણાનદી યોગીએ તરવી જી. ૯
ધારણા સાધવાનું જો વિચારે જી;
તો તેમાં વીર્યને જાળવી ધારે જી. ૧૦
વીર્યસ્ખલિત નવ જરા થાવું જી;
જો ધારણાની ધારણમાં ધાવું જી. ૧૧
સિદ્ધિઓ વશ થવા આવી સર્વ જી;
વધ્યો હોય તારા મનમાં ગર્વ જી. ૧૨
તોય તેથી કાંઇ નવ થાય જી;
કે સિદ્ધિઓ આવેલી નવ જાય જી. ૧૩
પણ વીર્યપતન થાય રજ તારૂં જી;

કે ગઇ આવી સિદ્ધિઓ હું ધારૂં જી. ૧૪
ગયું સર્વ કહેને તેં કીધું જી;
બિંદુપતનથી સાધેલું બીધ્યું જી. ૧૫
બિંદુ મહામૂલી વસ્તુ નિર્વાણ જી;
જાણે ધારણા ધરનારા સુજાણ જી, ૧૬
બિંદુપતન થતામાં ગયા બૂડી જી;
જાણે વગર વાયુએ ગયા ઊડી જી. ૧૭
પછે સહાય થાય ન કોથી તેની જી;
જોગ જુક્તિ નાશી ગઇ સહુ જેની જી. ૧૮
તપથી ઋષિ મુનિ ચળ્યા જેહ જી;
વીર્યપતનનાં કર્મ તેહ જી. ૧૯
સાક્ષાત ઇશ્વરરૂપ જે થાય જી;
તેને ઇંદ્ર દુઃખ દેવાને જાય જી. ૨૦
વીર્યપતન કરાવે જેણીવાર જી;
ઇંદ્ર તેને જીતી જાયે નિરધાર જી. ૨૧
જો વીર્યપતન ન કરે જોગી જી;
તો તે ટળે ભવોભવનો રોગી જી. ૨૨
પણ છે વસમામાં વસમી વાત જી;
જોગી મુનિ જેની જાણે છે ખ્યાત જી. ૨૩
વીર્ય વચળતાં વસમું થાય જી;
હારી થાકી મહામુનિ જાય જી. ૨૪
પંચ મહાભૂતકેરી નિર્વાણ જી;
પંચ તન્માત્રાઓ કહેતા સુજાણ જી. ૨૫

---

૨૦ ઇંદ્ર ઇ૦—અર્થાત્ તપથી ચળાવવાને ઇંદ્ર અપ્સરાઓને મોકલે છે.

તે માંહે જે જોગીરાજ જી;
મન સ્થિર કરવાનું કરે કાજ જી. ૨૬
તો તે તે રૂપની સૂક્ષ્મતા પામે જી;
જેના તાપ સંતાપ તો વામે જી. ૨૭
મન સ્થિર કરે પંચ મહાભૂતે જી;
તો તે તે રૂપ માંહે જૂતે જી. ૨૮
પછે તેના સમાનભાવને પામે જી;
એટલે સ સિદ્ધિઓ મસ્તક નામે જી. ૨૯
એમ જેની જેની ધારણા ધારે જી;
તે તે રૂપનું કારજ સારે જી. ૩૦
વસમામાં વસમી છે એ વાતો જી;
ઉપર ઉપરથી કહી છે આ તો જી. ૩૧
શુદ્ધ સત્વગુણ મોઝાર જી;
જે સમજે પ્રભુનો વાસ નિરધાર જી. ૩૨
એવું જાણ્યા પૂઠે નિર્વાણ જી;
શુદ્ધ સત્વગુણે મનની કરે તાણ જી. ૩૩
પછે તેમાં અચળ કરે મન જી;
ષડ્ ઊર્મિથી મૂકાય તે જન જી. ૩૪
પછે આનંદવાળો રહે અનુદિન જી;
શુદ્ધસ્વરૂપી થાય ટળી દીન જી. ૩૫
મનમાં આકાશને કરે સ્થિર જી;
ધારણાની ધારી અતિ ધીર જી. ૩૬

---

૨૮ જૂતે—જોડાય. ૨૯ સમાનભાવ—સમાનતા. ૩૪ અચળ—સ્થિર. ષડ્ઊર્મિ—ક્ષુધા તૃષા વગેરે.

તો તે પામે પૂર્ણ પ્રતીતિ જી;
પવનગતિની જાણે રીતિ જી. ૩૭
વાસ આકાશનો જ્યાં સુધી જી;
પહોચે ત્યાં સુધી તેની બુદ્ધિ જી. ૩૮
એમ અવનવું સર્વે થાય જી;
જ્યારે ધારણા શુધ્ધ ધરાય જી. ૩૯
એમ જેની જેની ધારણા ધારે જી;
તેનો તેનો અર્થ તો યોગી સારે જી. ૪૦
એ ધારણાનાં પાંચ છે નામ જી;
જાણી લ્યો સિદ્ધ કરવું જેને કામ જી. ૪૧
થંભની એવું એક છે નામ જી;
દ્રાવની એવું છે અભિરામ જી. ૪૨
દાહની ભ્રામની કહેવાય જી;
શોષની પાંચમી લહેવાય જી. ૪૩
એ તત્વધારણાઓ કહે યોગી જી;
જાણે સાધે તે થાય નિરોગી જી. ૪૪
રંગ આકાર અક્ષર તેના જી;
દેવતા સ્થાન ગણાવ્યાં છે જેનાં જી. ૪૫

---

૪૨ થંભની ૪૦—થંભની વગેરે પાંચ ધારણાઓ પૃથ્વી વગેરે તત્વની અનુક્રમે જાણવી. ( એ વિષે વિશેષ હકિકત માટે જુઓ પરમપદબોધિની પૃષ્ઠ ૧૦૦ મું ).

૪૫ રંગ ૪૦—જેમ થંભની ધારણામાં પૃથ્વીતત્વનો પીળો રંગ, ચોખડો આકાર, લૈંકાર અક્ષર, બ્રહ્માદેવતા, અને કટિસ્થાન, ત્યાં એવું ચિંત્તન કરી પાંચ ઘટિકા પ્રાણ તથા ચિત્તનું પૃથ્વીતત્વમાં રૂંધન કરવું, એ પૃથ્વી તત્વની ધારણા છે. એજ પ્રમાણે બીજાં તત્વો વિષે પણ યોગ-ગ્રંથોમાં કહેલું છે. (જુઓ યોગરત્નાકર).

તે જોવાની ઇચ્છા હોય જી;
તો જોગગ્રંથ તપાશી તું જોય જી. ૪૬
લક્ષ ધારણાનો છે જાણવા જેવો જી;
આજ સર્વ બતાવી દેવો એવો જી. ૪૭
જે તત્વની ધારણા ધરવી જી;
તે તત્વ જેવી સ્વરૂપસિદ્ધિ કરવી જી. ૪૮
નાભિચક્ર માંહે નિર્વાણ જી;
કે નાસાદેશ વિષે પ્રમાણ જી. ૪૯
ચિત્ત સ્થિર કરતા ચતુર જી;
તે ધારણા જાણજે તું આતુર જી. ૫૦
પ્રાણને મન માંહે અપાર જી;
જે સત્તા વશી રહી છે સાર જી. ૫૧
તેને નર યત્નવડે નિર્વાણ જી;
કે ગુરૂકૃપાથકી પ્રમાણ જી. ૫૨
જેહ પ્રકટ કરવું નિર્ધાર જી;
તેની યુક્તિ પ્રયુક્તિ તે ધારણા સાર જી. ૫૩
ધિંગડમલ થઇ ધીરજ ધારે જી;
તે તો ધારણાની વાતોનું સારે જી. ૫૪
ધીરે ગુરૂકૃપાએ ધીરજ ધારી જી;
સર્વે વાતો જોઇ છે સંભારી જી. ૫૫

### રાગ કાન્હડો.

ધ્યાનના પ્રકાર, અતિ વસમા છે;
છૂટે મારૂં તારૂં ભવિષ્ય, કોણ તો રમા છે. ૧
અનેક એના તો ભેદ, જાણવા જેવા છે;
મારે કહેવા કાંઇક આજ, મીઠા મેવા છે. ૨

પાદસ્થધ્યાન તો એક, યોગી ભાખે છે;
પિંડસ્થ બીજું પ્રમાણ, મુનિ દાખે છે. ૩
રૂપસ્થકેરો રંગ, ઋષિ ચાખે છે;
રૂપાતીતથી લયલીન, પિંડથી પાખે છે. ૪
એ વિના અનેક પ્રકારે ધ્યાન, તે તો થાયે છે;
જેને જે રૂચે તેને તેહ, ભાઈ ધ્યાયે છે. ૫
કહેવાં કેટલાં આજ, સારે તારે કાજે છે;
થાય કોકનું કાજ, એવું મન આજે છે. ૬
કહેવું ધ્યાનકેરૂં સ્વરૂપ, પહેલું તો ભાઈ;
જે સમજે તે તરે સાર, ધ્યાનની સગાઈ. ૭
ચક્ષુકેરી ગતિ જે સાર, ધ્યેય વસ્તુ ઉપર છે;
લીન કરવાના જેમ પ્રકાર, મુજ મન જે ૧૨ છે. ૮
મનનું રૂંધન કરવા કાજ, એ કહેવાયે છે;
એવું પવનનું રૂંધન જાણ, ધ્યાને થાયે છે. ૯
ધ્યાન કરનારનું સ્વરૂપ, ધીર ભાખે છે;
યમ નિયમનો દરિઆવ, રૂડો દાખે છે. ૧૦
આસન પ્રાણાયામનો જાણનાર, તે તો જોઈએ છે;
પ્રત્યાહારની પૂર્ણ પ્રતીત, સંશય ખોઈએ છે. ૧૧
ધારણાધારક જોઈએ તેહ, યોગ એવું કહે છે;
એથી હીન ગણાય ન યોગ્ય, રખડી તે રહે છે. ૧૨

---

૩ ધ્યાનના ચાર પ્રકાર કહે છેઃ પાદસ્થ ઇ૦—હરિના ચરણનું ધ્યાન કરવું તે. પિંડસ્થ—શરીરમાં આધારાદિ ચક્રને વિષે ત્યાંના અધિષ્ઠાતા દેવનું ધ્યાન કરવું તે. રૂપસ્થ—ચંદ્ર સૂર્યાદિકનું કે વિરાટરૂપનું ધ્યાન કરવું તે. રૂપાતીત—નિર્વિકલ્પસમાધિ કરવી તે.

તે જોવાની ઇચ્છા હોય જી;
તો જોગગ્રંથ તપાશી તું જોય જી. ૪૬
લક્ષ ધારણાનો છે જાણવા જેવો જી;
આજ સર્વ બતાવી દેવો એવો જી. ૪૭
જે તત્વની ધારણા ધરવી જી;
તે તત્વ જેવી સ્વરૂપસિદ્ધિ કરવી જી. ૪૮
નાભિચક્ર માંહે નિર્વાણ જી;
કે નાસાદેશ વિષે પ્રમાણ જી. ૪૯
ચિત્ત સ્થિર કરતા ચતુર જી;
તે ધારણા જાણજે તું આતુર જી. ૫૦
પ્રાણને મન માંહે અપાર જી;
જે સત્તા વશી રહી છે સાર જી. ૫૧
તેને નર યત્નવડે નિર્વાણ જી;
કે ગુરૂકૃપાથકી પ્રમાણ જી. ૫૨
જેહ પ્રકટ કરવું નિર્ધાર જી;
તેની યુક્તિ પ્રયુક્તિ તે ધારણા સાર જી. ૫૩
ધિંગડમલ થઇ ધીરજ ધારે જી;
તે તો ધારણાની વાતોનું સારે જી. ૫૪
ધીરે ગુરૂકૃપાએ ધીરજ ધારી જી;
સર્વે વાતો જોઇ છે સંભારી જી. ૫૫

## રાગ કાન્હડો.

ધ્યાનના પ્રકાર, અતિ વસમા છે;
છૂટે મારૂં તારૂં ભવિષ્ય, કોણ તો રમા છે. ૧
અનેક એના તો ભેદ, જાણવા જેવા છે;
મારે કહેવા કાંઇક આજ, મીઠા મેવા છે. ૨

પાદસ્થધ્યાન તો એક, યોગી ભાખે છે;
પિંડસ્થ બીજું પ્રમાણ, મુનિ દાખે છે. ૩
રૂપસ્થકેરો રંગ, ઋષિ ચાખે છે;
રૂપાતીતથી લયલીન, પિંડથી પાખે છે. ૪
એ વિના અનેક પ્રકારે ધ્યાન, તે તો થાયે છે;
જેને જે રૂચે તેને તેહ, ભાઈ ધ્યાયે છે. ૫
કહેવાં કેટલાં આજ, સારે તારે કાજે છે;
થાય કોકનું કાજ, એવું મન આજે છે. ૬
કહેવું ધ્યાનકેરૂં સ્વરૂપ, પહેલું તો ભાઈ;
જે સમજે તે તરે સાર, ધ્યાનની સગાઈ. ૭
ચક્ષુકેરી ગતિ જે સાર, ધ્યેય વસ્તુ ઉપર છે;
લીન કરવાના જેમ પ્રકાર, મુજ મન જે વર છે. ૮
મનનું રૂંધન કરવા કાજ, એ કહેવાયે છે;
એવું પવનનું રૂંધન જાણ, ધ્યાને થાયે છે. ૯
ધ્યાન કરનારનું સ્વરૂપ, ધીર ભાખે છે;
યમ નિયમનો દરિયાવ, રૂડો દાખે છે. ૧૦
આસન પ્રાણાયામનો જાણનાર, તે તો જોઇએ છે;
પ્રત્યાહારની પૂર્ણ પ્રતીત, સંશય ખોઇએ છે. ૧૧
ધારણાધારક જોઇએ તેહ, યોગ એવું કહે છે;
એથી હીન ગણાય ન યોગ્ય, રખડી તે રહે છે. ૧૨

---

૩ ધ્યાનના ચાર પ્રકાર કહે છેઃ પાદસ્થ ૯૦—હરિના ચરણનું ધ્યાન કરવું તે. પિંડસ્થ—શરીરમાં આધારાદિ ચક્રને વિષે ત્યાંના અધિષ્ઠાતા દેવનું ધ્યાન કરવું તે. રૂપસ્થ—ચંદ્ર સૂર્યાદિકનું કે વિરાટરૂપનું ધ્યાન કરવું તે. રૂપાતીત—નિર્વિકલ્પસમાધિ કરવી તે.

અંગુષ્ઠાભ્યાસનું ધ્યાન, યોગી ધારે છે;
તેવડે પોતાનો અર્થ, તે તો સારે છે. ૧૩
પ્રકાશક સિદ્ધિ પામવામાટ, સૂર્યને સેવે છે;
આંખમાં ઉતારી તેજ, સૂર્યનું લેવે છે. ૧૪
કોઇ હરહરિવિધિનાં ચિત્ર, જોઇ પૂજે છે;
તેનું ધ્યાન ધરે નિર્વાણ, ન કારજ દૂજે છે. ૧૫
એમ ધારી વસ્તુ સ્વરૂપ, કારજ કરેછે;
પ્રતિમા નિહાળી પૂર, અભરે ભરેછે. ૧૬
ચક્ર કાઢી ઘણા ચતુર, કારજ સારેછે;
મનગતિ કરીને સ્થિર, ધ્યાનને ધારેછે. ૧૭
કોઇ ચંદ્રનું ધારી ધ્યાન, ઘણા રીઝે છે;
કોઇ અમૃતમાં અપાર, ઘણા ભીંજેછે. ૧૮
કોઇ સહસ્રદળકમળની માંય, ધ્યાનને વાળેછે;
કોઇ સ્વાધિષ્ઠાન ધરેછે ઊર, સંશય ટાળેછે. ૧૯
કોઇ મણિપૂરક ધરી ઊર, દુઃખ પ્રજાળે છે;
કોઇ અનાહતથી અપાર, કષ્ટને બાળેછે. ૨૦
જે જે સ્થળનું ધારે ધ્યાન, તે તે પામેછે;

---

૧૩ અંગુષ્ઠાભ્યાસ ઇ૦—કોઇ પોતાના અંગૂઠા પર બેસીને કે પગ લાંબો કરીને ધ્યાન કરે છે, ને કોઇ હાથના અંગૂઠા પર ધ્યાન રાખે છે. એને અંગુષ્ઠાભ્યાસનું ધ્યાન કહે છે.

૧૫ કોઇ ઇ૦—કેટલાંક મનુષ્યો બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વરાદિની ચિત્રેલી મૂર્તિઓ જોઇને તેનું પૂજન કરે છે.

૧૭ ચક્ર—શ્રીચક્ર વગેરે. ૧૯ સહસ્રદળકમળ—શરીરમાંનાં ચક્રોમાંથી છેલ્લું જે બ્રહ્મરંધ્રમાં છે તે. સ્વાધિષ્ઠાન—બીજું ચક્ર. ૨૦ મણિપૂરક—ત્રીજું ચક્ર. અનાહત—ચોથું ચક્ર.

ધ્યાન ગહનવન છે અપાર, યોગિયો નામે છે. ૨૧
મિપોન્મિષ મટી એણ જાય, ધ્યાન જે ધારે છે;
વાયુ નિગ્રહ થાય છે પૂર, અંધે તો સારે છે. ૨૨
મન સંકલ્પ વિકલ્પ જેહ, સર્વે નાસે છે;
વૃત્તિઓ કબજે થાય નિર્વાણ, તાપ તો ત્રાસે છે. ૨૩
સર્વે સિદ્ધિ થાયે આપોઆપ, ધ્યાન એવું રૂડું છે;
ધીરે ગુરૂમતાપે જાણ, તજ્યું એથી કૂડું છે. ૨૪
ધિંગડમલે ભાખ્યું ધ્યાન, ધારે તે તરે છે;
મૂઢતા માંહે ભટકાય, મોત વિણ મરે છે. ૨૫

## રાગ ગંધાર.

સમાધિનું વર્ણન કરૂં સહુ સાંભળો;
એક હોરે ચિત્ત ધરી ટાળો મન આમળો. ૧
સમાધિ સિદ્ધ થાતાં સુખિયા થશો;
અસિદ્ધ થાતાં તો મહાદુઃખમાં જશો. ૨
વિચારજો તે સાધતાં પહેલી સહુ સોઈ;
હું કહું છું ઘણાકેરાં દુઃખ જોઈ. ૩
એની બારીકી કંઈક બતાવું છું સહી;
અજ્ઞાને તમે અકળાશો નહિ રે કંઈ. ૪
અકળાતાં કૂડાઇ રહશો સાચે;
જાણજો કુંતા સૂવા દોરે ટાંગે. ૫
માણસકુ ચિત્તકેરી પરખતા સાધે;
એટલા તે સમાધિ કહી ગુરુતાપે. ૬

---

૨૨ નિગ્રહ—કબજો.

પ્રાણના નિરોધથકી થાય ચિત્તતણો;
એમ અન્યોઅન્ય નિરોધ તો ગુરૂએ ભણ્યો. ૭
એમ પણ સમાધિ કહી સાચે;
જે સાધી મારા ગુરૂજી રાચે. ૮
ભસ્ત્રિકાકુંભક સાધ્ય કરવો જોઇએ;
તેથી કુંડલી જાગૃતે સંશય ખોઇએ. ૯
એકતા પ્રાણાયામની થાયે સારી;
ચક્રભેદ કરી શકવાની ઉઘડે બારી. ૧૦
સમાધિ તે સમાધિ સહુ જાણો;
જેનાં થાય જોગીશ્વરોથી વખાણો. ૧૧
હું મંદમતિ એમાં શું ભાખું;
જાણ્યો તેટલો મારગ તો દાખું. ૧૨
સ્થૂળ સૂક્ષ્મ અને કારણ;
વળી ચોથો દેહ માન્યો છે મહાકારણ. ૧૩
જાગૃત સ્વપ્ન ને સુષુપ્તિ ભારે;
એ ત્રણ અવસ્થાઓ તું વિચારે. ૧૪
પરા પશ્યંતી મધ્યમા વૈખરી;
એ સર્વેનું કેવું રહેવાનું કરી. ૧૫
દષ્ટા રૂપે થઇ તારે ભાઇ;
એમનો નાશ કરવાની કરવી કમાઇ. ૧૬

---

૯ ભસ્ત્રિકાકુંભક—એ નામનો કુંભકનો એક ભેદ. કુંડલિની— એ નામના શક્તિ. ૧૦ ચક્રભેદ—આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને સહસ્રદળ, એવાં સુષુમ્ણા નાડીમાં સાત ચક્ર છે તેનો ભેદ કરી શકાય છે. ૧૫ વાણીના ચાર ભેદ કહેછેઃ પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી.

ત્યારે લય પોતે પોતામાં થાશો;
સમાધિવાળા વળી કહેવાશો. ૧૭
અંતઃકર્ણ તો જીવ માંહી રહ્યું;
ઇંદ્રિયોનું અંતઃકર્ણ માંહી કહ્યું. ૧૮
સ્વભાવ ઇંદ્રિયોને વાળે સાચે;
વિષય વેરાનમાં પાચે કાચે. ૧૯
એટલે જીવ શિવ જૂદા જણાયે;
માટે યોગીજન તેશુ કેવા થાયે. ૨૦
વિષયને ઇંદ્રિયો વિષે હોમે સહી;
ઇંદ્રિયો અંતઃકર્ણે હોમવાના લહી. ૨૧
અતઃકર્ણને જીવાત્માએ હોમે;
એમ કરવાથી સન્મુખ થાય સોમે. ૨૨
નિરોધ ચિત્તતણો થાય નિરાળો;
સમાધિવાળો જોગી તમે તે ભાળો. ૨૩
એવી અનેક રીતિઓ છે ભાઇ;
નથી સહેલી જોગજુકિતની કમાઇ. ૨૪
સદ્ગુરૂ સાચો મળી આવે;
તો તે અષ્ટાંગયોગને સમજાવે. ૨૫
ગુરૂ વિના જ્ઞાન નથી એનું;
કોઇ દાન દેનાર નથી જેનું. ૨૬
સાચેસાચી વાતો સહુ સમજાવી;
મૂર્ખ મારશે પાવકે પચાવી. ૨૭
દઝોડિયું થયું તેને કોણ તારે;
ખરેખરૂં કહેવું છે ભાઇ મારે. ૨૮

---

૨૮ દઝોડિયું ઇ૦-ભર્તૃહરિ પણ કહેછે કે "अज्ञः सुखमाराध्यः सुखतरमा-

અષ્ટાંગયોગની યુક્તિ થઇ પૂરી;
ગુરૂપ્રતાપે મૂકી નથી અધૂરી. ૨૯
ધીર ધણીની ધારણ ધારી સારી;
જેથી જુક્તિ જણાઇ છે આપારી. ૩૦

---

રાગ કાનડો.

રાજયોગ તો મારે કહેવો, જેને વાંચ્છે સર્વ;
સહેલામાં સહેલું જહુ ધારે, જે તે ના'વા ઇચ્છે એ પર્વ. ૧
વિકટ માર્ગમાં સહેલાઇ કયાંથી, તેમ માને સહુ જન;
મિથ્યા જગતમાં મિથ્યા કલ્પના, થાયેછે અનુદિન. ૨
પથ્થર કરતાં ઈંટ ફૂલી જાણાયે, એમાં ફૂળાપણાનો ભ્રમ જેહ;
એવો ભ્રમ તો આમાં છે ભાઇ, જાણજો નિઃસંદેહ. ૩
બને માર્ગ તો પહેલો છે, બીજો રાજ જેવો નિર્ધાર;
જ્ઞાનીકેરા રાજનો એ, નથી અજ્ઞાનીનો લગાર. ૪
શાણા શાસ્ત્રી દીપક આગે, કહે રાજયોગ દેખાડો;
હઠયોગ તો ઘણો કઠણ છે, એની પ્રતીતિ પેખાડો. ૫
મૂર્ખ અયોગ અજ્ઞાન પોતાને, કહે સમજાવી શુંય;
એનો મારગ પણ દેઉં બતાવી, આજ તો નિશ્ચે હુંય. ૬
થોડી મેહેનતે સિદ્ધિ દેનારો, રાજયોગ કહેવાય;
તેનો લાભ તો જ્ઞાની લેતા, બીજાથી નવ લેવાય. ૭
ભૂચરીમુદ્રા સાધવી જોઇએ, એ જોગકેરી માંય;

---

राध्यने विशेषज्ञः। ज्ञानलवदुर्विदग्धं ब्रह्माप्येतं नरं न रंजयति ॥" મૂર્ખ માણસને સેહેલથી સમજાવી શકાયછે; તેમ જે મનુષ્ય જ્ઞાની છે તેને વળી તેથી પણ જલદી સમજાવી શકાય છે; પણ જેને કિંચિત્ જ્ઞાન થવાથી જે દઝોડિયા જેવો થઈ રહ્યો હોય તેને બ્રહ્મા પણ સમજાવી ન શકે।"

ચાચરીમુદ્રાની ચતુરાઇ, શીખવી જોઇએ જ્યાંય. ૮
ઉન્મુનિમુદ્રા આઠે જામમાં, ભજવી જોઇશું ભાઇ;
અજપાની તો એમાં જોઇશું, સાચેસાચી કમાઇ. ૯
સોનો ઉચ્ચાર કરીને તારે, અપાન અભ્યંતર પૂરવો જાણ;
હનો ઉચ્ચાર કરી તેવો ધારે, પ્રાણવાયુ નાકે લેઇ જવો બા'ર પ્રમાણ. ૧૦
બાર અંગુલનું માપ છે તેનું, જોગી મુનિ એમ ગાય;
જે પ્રાણાપાનની ગ્રંથિ કહેવાયે, તેથી નજર નહિ ચૂકવાય. ૧૧
ત્યાં લીલાઓ જે લાલની થાયે, તે નિરખ્યા કરવી નિરવાણ;
જે લીલાને તું સ્થિર દેખે, તેમાં વૃત્તિ સ્થિર કરવી પ્રમાણ. ૧૨
એમ સાક્ષાતકાર સ્વરૂપ કરીને, બ્રહ્માનંદ ભોગવવો ભાઇ;
એ વિના ઘણું છે કરવાનું, ત્યારે તું તો થાયે જદુરાઇ. ૧૩
એક નાશવંત ધનનું જોને તું, દૃષ્ટાંત આપું આજ;
સિધ્ધાંત તેથી સમજી તું જાજે, જેથી સુધરશે તારૂં કાજ. ૧૪
મહાશ્રમે ધન જે મેળવ્યું તે, સુખથકી ભોગવાય;
આનંદ મનમાં અતિશે રહેતો, શાંતિવાળું મન થાય. ૧૫

---

૮ ભૂચરીમુદ્રા—પદ્માસન વાળી ધ્યાનમુદ્રાથી બન્ને હાથ ઢીંચણપર રાખી દૃષ્ટિ જમીનપર રાખવી તે. ચાચરી—ભ્રૂમધ્યમાં દૃષ્ટિ રાખી ધ્યાન કરવું. ઉન્મનીમુદ્રા—સુષુમ્ણાવાટે બ્રહ્મરંધ્રમાં જવું તે. ૯ અજપાની—'સોહં' જપની.

૧૦ અજપાનો રાજયોગમાં ઉપયોગ બતાવે છે: સો ઇ૦—સોહં પદમાના 'સો' અક્ષરનો ઉચ્ચાર કરીને અભ્યંતર (શરીરની અંદર) અપાનવાયુ પૂરવો અને 'હ' નો ઉચ્ચાર કરીને પ્રાણવાયુને નાકદ્વારા બાહાર બાર આંગળ સુધી લેઇ જવો.

૧૧ પ્રાણાપાનની ગ્રંથિ—હૃદયમાં પ્રાણવાયુ જ્યાંથી પાછો વળે છે ત્યાં આગળ તેને અપાનવાયુ મળવાથી જે ગાંઠ પડે છે તે.

તેવું સહજ તુંને મળી આવ્યું તે, તારાથી ન ભોગવાય;
ગમેતેમ ખરચી તું નાખે, પછે જીવ તારો ઝૂરાય. ૧૬
એવું તેવું અનેક છે ભાઇ, સમજજે સિધ્ધાંત;
ઓછા શ્રમનું ખોળીશ નવ તું, એમ કહેતા ગુરૂવર દાંત. ૧૭
માનવું હોય તો માનજે તારે, નથી મારે કાંઇ અર્થ;
આશામાં અવળો થઈ ચાલે, જણાવ્યો એ માર્ગ મેં વ્યર્થ. ૧૮
ધીરે ગુરૂની ધારણ ધારી, તેથી જોગનો પંથ જણાયો;
ધિંગડમલ્લ થઇ ધીરો હારો, હરિ રૂપિયો કમાયો. ૧૯

---

## સ્ફૂટક ગરબીઓ.

### ગરબી ૧ લી.

કામે કારમી સૃષ્ટિ રચી આ વાર જો;
તેણે ભાગી નાખ્યો ભલા ભલાનો ભાર જો. ૧
કંઇ ડાહ્યાને ડૂબાડી દીધા જો;
કંઇ સત્વગુણીને લોભી કીધા જો. ૨
કંઈ મહંતનાં માન મૂકાવ્યાં જો;
કંઇ સગાં વહાલાં ચિત્તથી ચૂકાવ્યાં જો. ૩
કંઇનાં ભાન ભૂલાવ્યાં ભારે જો;
કંઇને મોકમ માર એ મારે જો. ૪
કંઇને ભાર હૃદેમાં ભરિયા જો;
કંઇ અકૃત્ય કરી ઘણું ડરિયા જો. ૫

---

૧ ધીરોભક્ત ષડ્રિપુના અનર્થ બતાવવાને પ્રથમ કામનો અનર્થ આ ગરબીથી જણાવેછેઃ કામે ઇ૦.

કંઈ લોકલાજમાં લેવાયા જો;
કંઇક દુનિઆથકી દહેવાયા જો. ૬
કંઇકને ધારણા તેં તો ધરાવી જો;
કંઇકની કૂડી મતિ તેં કરાવી જો. ૭
કંઇકને મનમેલા કરી દીધા જો;
કોઇક વાર નિર્મળ મનના કીધા જો. ૮
કામ તારી વાતો છે વસમી જો;
ભલા જન તો જાતા ભમી જો. ૯
ધીર મિત્રોને મૂકે નેવે જો;
એવા કામ તારી સેવના કોણ સેવે જો? ૧૦

## ગરબી ર૭.

ક્રોધ[1]ની કરણી મહાકૂડી જો;
રૂડા જનને લાગેછે ભૂંડી જો. ૧
ન કરવાનું કાજ કરાવે જો;
ભૂંડું અંગમાંહી એ ભરાવે જો. ૨
ચિત્તનું ચેતન વિસરાવે જો;
ચઢી ચોટચમાં ચઢ્યો આવે જો. ૩
શાંતિના ઉપાય તો નવ ભાવે જો;
પીએ નવ શીતળ નીર કો લાવે જો. ૪
માનિનીને એ તો મરાવે જો;
બળીઆશુ બાથ ભરાવે જો. ૫
હાયવરાળ ઝાઝી કરાવે જો;

---

૧ ક્રોધના અનર્થ જણાવે છેઃ ક્રોધ ઇ૦.

ડૂબતાને ન એ તો તરાવે જો. ૬
૬૭ નિશ્ચયવાળાને ફરાવે જો;
ચોટચ ચતુરને ચખાવે જો. ૭
હિમ્મત હૈયેથી ન હરાવે જો;
ધાન્ય મૂકીને તરણાં ચરાવે જો. ૮
એવો ક્રોધ કૂડો ગુરૂ જણાવે જો;
અપાર અવગુણ એના ગણાવે જો. ૯
એની તાણમાં સહુને તાણાવે જો;
ધીર લક્ષણ લાણ લણાવે જો. ૧૦

## ગરબી ૩ ૭.

લોભ લુચ્ચો ને લાંચિયો ઘણો જો;
માટે પદ જાવું તો એને હણો જો. ૧
એ તો વેર વા'લાંમાં કરાવશે જો;
એ તો ભલાનું ભૂંડું ભરાવશે જો. ૨
એ કરાવશે અકૃત્ય કૂડાં જો ;
એનાં લક્ષણ નથી રજ રૂડાં જો. ૩
એ ચોરી કરાવશે નિર્વાણ જો;
એ હડહડતી કરાશે હાણ જો. ૪
એ તો ખત્તા ઘણા ખવરાવે જો;
કર્મકૂટ્યો એને કર આવે જો. ૫
એણે કોઇ મૂકયા નથી રાગી જો;
એણે મૂક્યા નથી કંઇ ત્યાગી જો. ૬

---

૧ લોભના અનર્થ જણાવેછે: લોભ ૬૦.

મૂઢ મમતા તજી એને જાગી જો;
કંઇક એની પાસેથી તું માગી જો. ૭
છે મલીન નથી સુહાગી જો;
જેની હાક તો વિશ્વમાં વાગી જો. ૮
એન વીસરવાની નથી વાતો જો;
એની જાઠામાં જૂઠી જાતો જો. ૯
ધીર લોભનાં લક્ષણ કૂડાં જો;
ગુરૂગમથકી થાયે કંઇક રૂડાં જો. ૧૦

## ગરબી ૪ થી.

મોહ મદિરાને સરખી તું જો;
એની પેર પૂરણ પરખી તું જો. ૧
નીચ કામ એનાં નરખી તું જો;
મારૂં તારૂં નહિ હરખી તું જો. ૨
એના પર વાંકો વરખી તું જો;
કેવી ફરે એનો ચરખી તું જો. ૩
માનની પર એનું મંડાણ જો;
છત વિના નહિ છંડાણ જો. ૪
મારા મારાની માથાફોડ જો;

---

૧ મોહ ઇ૦—તું મોહ અને મદિરા સરખી છે એમ જો. ( સરખાં છે, એમ જોઇએ ).

૨ મારૂં ઇ૦—તું મોહવડે નહિ હરખીને ( હરખ્યા વિના ) મારૂં અને તારૂં, એવો ભેદ જો.

૩ વરખી જો—વૃષ્ટિ કરી જો. અર્થાત્ તું મોહ સાથે વાંકો ચાલી જો એટલે તને તે દુઃખી કરશે. ૪ છત વિના ઇ૦—જ્ઞાનની છત વિના મોહનું છંડાણ થતું નથી.

એનાથી નહિ થાય કંઇ તોડ જો. ૫
એનો મહિલા પર મરોડ જો;
તારા મનના પોં'ચાડી તું કોડ જો. ૬
એની ખંત ધરીને ખોડ જો;
એની જગ બાધામાં જોડ જો. ૭
એની ઉછળતી ફૂલંગ જો;
એની જીતનો તુજ પર જંગ જો. ૮
ભૂંડા દેહ તારીનો ભંગ જો;
રૂડા રામજીનો કંઇક રંગ જો. ૯
મારૂં માની તારૂં તું હિત જો;
એની કેવી છે તે તું પ્રીત જો. ૧૦
એની નઠારામાં નઠારી નીત જો;
ધીર ગુરૂપ્રતાપે પૂર્ણ પ્રતીત જો. ૧૧

## ગરબી ૫ મી.

મદમાં માતો શું મહાલે જો;
વાંકો ટેડો અલ્યા ! શું ચાલે જો. ૧
આ ભાળવાનું છે તું ભાળે જો;
આ તો ટાળવાનું શે ન ટાળે જો. ૨
પિંડ મદઅરિ પરજાળે જો;
તેને મદે ચઢ્યા નહિ ખાળે જો. ૩
મળે સદ્ગુરૂ તો વેળા વાળે જો;
દાઢે ઘાલી રાખ્યો તને કાળે જો. ૪

૧ મદના અનર્થ વર્ણવે છેઃ ગદમાં ૯૦.

બાપડો કહી તને બાળે જો;
મદ તને નહિ સંભાળે જો. ૫
તારી પ્રીતિ નહિ એ પાળે જો;
તને નરતી દશામાં નહિ ન્યાળે જો. ૬
બાળશે તને ઝગતી ઝાળે જો;
હઠ્ય તજી તું હૈડે હાલે જો. ૭
એ નથી નિશ્ચે તારે કાલે જો;
વ્યર્થ આવે તું એને વા'લે જો. ૮
ખાંતથકી તું એને ખાળે જો;
પૂર્ણાનંદને ભરિયે પ્યાલે જો. ૯
ધીર નયન તારે વિશાળે જો;
મદ મરડી નાખે વિઠ્ઠાળે જો. ૧૦

## ગરબી છઠ્ઠી.

મત્સર સેવી મછરાળો થાયે જો;
જાંહે જોતજોતામાં જાયે જો. ૧
મત્સર થાતાં ઉર્ણનાભ ખાયે જો;
કાળ લગાડી કરે તું'ને લા'યે જો. ૨
વા'લાંથકી તું શે વ'વાયે જો;
મત્સર મુંડીમાંથી સા'યે જો. ૩

---

૮ એ ઇ૦—એ મદ કાલે તારો નથી—સદા સર્વદા એવો મદ રહેવાનો નથી. ૧ મત્સરના અનર્થ વર્ણવે છે: મત્સર ઇ૦. ૨ મત્સર ઇ૦—જો તું મત્સર ( મચ્છર—ડાંસ ) રૂપ ધરીશ તો તને ઉર્ણનાભ ( કરોળિયો ) ખાઇ જશે.

સંત અવગુણ એના ગાયે જો;
હારી જાયે એનાથી રાચે જો. ૪
કૂડા કાંપ તારી તું કાયે જો;
એને સેવ્યાથી શું કમાયે જો. ૫
ધણી તજી એને તું ધાયે જો;
તારા કિયા અંતરમાં એ માયે જો. ૬
પૂર્ણાનંદ નહિ એ પાયે જો;
બ્રહ્માનંદ ભૂલાવે હા! એ જો. ૭
ન માને મારૂં તો પસ્તાયે જો;
એવડે ગુણ તારા ન ગવાયે જો. ૮
તું તો ચતુર માંહી ચવાયે જો;
લક્ષણ એનાં પૂર્ણ લવાયે જો. ૯
ધીર સદ્દગુરૂને ફેરે ફવાયે જો;
જીતે ધ્યાન માનમાં તુંથી થવાયે જો. ૧૦

## આરતી ૭ મી.

અખિલેશ્વર ઇશ્વરનું સ્વરૂપ જો;
જે છે મહાઅનુપમાં અનુપ જો. ૧
જે નામથી તારે મોટા સંત જો;
ભજન ભાવ દ્રઢ ધરતા મહંત જો. ૨
તારી એકલડી તું જાત જો;
તારી જગતરૂપે વિધ વિધ ભાત જો. ૩

---

૭ પાયે—(પૂર્ણાનંદ રૂપી રસ). ૧૦ ધીર ૦—ધીરો કહે છે કે જો તું સદ્દગુરૂનો ફેરો ખાઈશ તો તું ફાવીશ. જો તારાથી સદ્દગુરૂની તરફ થવાશે તો તું ધ્યાન અને માનમાં જીતીશ.

ન ડરચ દોરડીનો એ સાપ જો;
તારાને કરે એવો શો તાપ જો. ૪
તારે ડરવાની નથી જાગ જો;
સર્વ ભરેલો તારો છે ભાગ જો. ૫
તારા વિરાટ રૂપી ચાગ જો;
તારો લક્ષ્મી ઉપરનો તું રાગ જો. ૬
તારો બહુ ખિલ્યો સૃષ્ટિબાગ જો;
નથી ચાલવા રહ્યો કંઇ માગ જો. ૭
તારી કૃતિ તારાથી થાચે જો;
ગુણ કોઇથકી ન ગવાચે જો. ૮
ઇશ્વર તે ઇશ્વર કહેવાચે જો;
પરમેશ્વરે પૂરૂં જગતનું થાચે જો. ૯
ધીરધણી દેખીને ધાચે જો;
એવા ઇશ્વરને એ તો કમાચે જો. ૧૦

## ગરબી ૮ મી.

મંદિરમાં નથી બેઠો માવ જો;
મંદિરાર્પણ લેવાનો ખોટો દાવ જો. ૧
એ તો પેટ ભરવાનાં પાખંડ જો;

---

૫ સર્વ ઇ૦—અર્થાત્ સર્વ ઠામે તું વ્યાપ્ત છે. ૬ તું પોતેજ વિષ્ણુ છે એમ સિદ્ધ કરી બતાવવાને કહેછેઃ તારી ઇ૦—તારી લક્ષ્મી ઉપર તારો કેવો રાગ ( સ્નેહ ) છે તે તું જો. વિષ્ણુની પત્ની લક્ષ્મી હોવાથી તેની પ્રીતિ લક્ષ્મી ઉપર છે, તેમ તારી પ્રીતિ લક્ષ્મી ઉપર હોવાથી તું પણ વિષ્ણુ છે.

મંદિર મઠ બાંધી પ્રચંડ જો. ૨
ભરમાવે ભોળાને એ તો ભાઇ જો;
એની તારી તો તું સગાઇ જો. ૩
શીદ ખરૂં નાખેછે તું ખોઇ જો;
ન રહેવાય મંદિર મઠમાં રોઇ જો. ૪
એને અગ્નિ બાળી નાખે જે પેર જો;
તેવો તારાપર થવાનો છે કેર જો. ૫
એમાં નહિ આવે અમૃતની સેર જો;
હરિ જોવો તો તારે ઘેર જો. ૬
મંદિરમાં નથી માધવની મે'ર જો;
એને તો જોગીઓ માને છે ઝેર જો. ૭
એનું આવડું શું અંધેર જો;
મોટા માળનો પડેછે ફેર જો. ૮
શું બોલું હું તો બેરબેર જો;
તારી ઉરાડી નાખું હું ખેરખેર જો. ૯
ધીરધણી મંદિર નથી મઢ્યું જો;

---

૨ પ્રચંડ—મોટા. ૩ એની ઇ૦—એ મંદિરની અને તારી સગાઇ કેવી મિથ્યા છે તે તું જો. અથવા એની ( આત્માની ) અને તારી સગાઈ કેવી સત્ય છે તે તું જો.

૬ હરિ ઇ૦—જો હરિને જોવો હોય તો તારે ઘેર ( ઘરમાં—શરીરમાં ) તે હરિ છે તેનેજ જો. અર્થાત્ સર્વત્ર વ્યાપ્ત હરિને અમુક સ્થાનમાં જ જોવા જવું એ બરાબર નથી. જેમ મંદિર મોટું—મોટા માળાવાળું તેમ તેની કીર્ત્તિ વધારે. એટલે દેવની મહત્તા વધારે એ કેવું અંધેર!

૮ મોટા માળનો—અર્થાત્ તારા કહેવામાં અને મારા કહેવામાં ઘણો તફાવત પડેછે. ૯ બેરબેર—વારંવાર.

સદ્ગુરૂનું નિશાન નથી ચઢ્યું જો. ૧૦

## ગરબી ૯ મી.

મૂર્ત્તિ પૂજવી મનથી માઠી જો;
કે'ને તારી મતિ ક્યાં નાઠી જો. ૧
અવનવું જણાયે તે તું જો;
પાષાણની રચના કહું છું જે હું જો. ૨
એ કલ્યાણ તારૂં ક્યમ કરે જો;
બૂડે બૂડાડે તે શે તરે જો ? ૩
તારા અંતરનો પડદો ઉઘડે જો;
સળો હોય તે સર્વે બળે જો. ૪
તારૂં હમણાં તો સર્વે માને જો;
પણ ભૂલો પડ્યો છું તું ભાને જો. ૫
માઠી રીત ગ્રહી તેં માને જો;
પાપે થઈ આવી ગયો પાને જો. ૬
તેથી વિચક્ષણ નવ રીઝે જો;

---

૧૦ ધીરધણી—ધીરધણીએ. મઢ્યું—બનાવ્યું. ૨ પાષાણની ઇ૦—શિખંડી વેદાંતમાં પણ મૂર્ત્તિપૂજા વિષે કહે છે કે "अखंडं खंडयेन्मूढो मृच्छिलाधातुचित्रताम् ॥ मावयेद्भिन्नबुद्धिःस्यात्किमज्ञानमतः परम्" અર્થ—મૂઢ મનુષ્ય અખંડ એવા પરમાત્માની જૂદી જૂદી મૂર્ત્તિઓ કરીને તેનું ખંડન કરે છે—એટલે પરમાત્મા જે સઘળે એક રૂપ છે તેને હસ્ત પાદાદિક અવયવવાળો કરીને એક દેશવ્યાપી બનાવે છે તથા તેને કાં તો માટીમય, પાષાણમય, ધાતુમય કે ચિત્રમય કરીને માને છે. એટલું-જ નહિ, પણ જૂદી જૂદી મૂર્ત્તિઓ કરીને એકજ પરમાત્માને અનેક જૂદે જૂદે રૂપે માને છે. એના કરતાં બીજું મોટું અજ્ઞાન કયું છે !!

૩ બૂડે ઇ૦—જે પથરો પાણીમાં નાખવાથી પોતે બૂડે અને જેની પાસે તે હોય તેને પણ બૂડાડે, તેને ભજે તે શી રીતે તરે?

તે તો ખાંતથકી ઘણો ખીજે જો. ૭
સુધારસ અમૃતમાં ભીજે જો;
તેનાં ઓવારણાં અમે લીજે જો. ૮
સભર ભરે ન મૂર્ત્તિ કદી જો;
સગુણભક્તિ એને તો વદી જો. ૯
ધીર બૂડાડનારી એ નદી જો;
ન જઇશ તરવું હોય તારે કદી જો. ૧૦

## ગરબી ૧૦ મી.

દાનેશ્વરપણું તું ધારી જો;
એની રીત સર્વે તું સારી જો. ૧
ધન સંગ્રહ્યું કામ ન આવે જો;
દાને સંત ચાલી ઘેર આવે જો. ૨
વાહ વાહ એનાથી કહેવાયે જો;
સફળ ધન સંગ્રહ્યું લહેવાયે જો. ૩
તને જમપુરમાં એ ઊગારે જો;
બીજું બધું તને તો મારે જો. ૪
વૈતરણીને એ તો તારે જો;
મૂઢમતિ ન એને સંભારે જો. ૫
એ તો અર્થ અપારે સારે જો;
એથી દાનેશ્વર પદવી ધારે જો. ૬

---

૯ સભર ઇ૦—જે મુર્ત્તિ હોય તે સભર ભરે નહિ—સર્વત્ર વ્યાપ્ત હોઇ શકે નહિ. ( એકદેશવ્યાપી હોવાથી ).

૧ દાનનાં વખાણ કરે છેઃ દાનેશ્વરપણું ઇ૦. ૫ જે મૂઢમતિ હોય તે એ દાનને સંભારે નહિ.

ઇશ્વિર ઉપનામ તો એ આપે જો;
કષ્ટ દેનાર લેનારનાં કાપે જો. ૭
ધન્ય ધન્ય દાનની ધારણ જો;
એ તો ભવજળનું છે તારણ જો. ૮
જ્ઞાનનું દાન દેવાને ધારે જો;
તે જીવ જગતથકી ઉગારે જો. ૯
ધીરધણીની ધીરજ ધારે જો;
આપ્યું જ્ઞાનદાન ગુરૂ અમારે જો. ૧૦

## ગરબી ૧૧ મી.

માન મોંઘુ તો ઘણું તને લાગશે જો;
માન માટે મહત્પદ ત્યાગશે જો. ૧
હું માની તે જોગી કયમ થાઉં જો;
માન મૂકી માગવા કયમ જાઉં જો. ૨
જ્ઞાન ગુરૂની પાસે કયમ માગવું જો;
માન મારૂં તે મેં કયમ ત્યાગવું જો. ૩
માને માણીગર કર્યો મુને જગતમાં જો;
તે હું ખપું ગરીબ જેવા ભક્તમાં જો. ૪
એ તો વાતો ન થાય મારાથી કદા જો;
મારૂં માન માણીગર રહે સદા જો. ૫
મૂર્ખ વિચારી જો કંઇક વાતમાં જો;
મોંઘું માન માન્યું છે તેં જાતમાં જો. ૬
મોટા હોય તારાથી અધિકારમાં જો;
ત્યાં તું માનતણા નહિ ભારમાં જો. ૭

---

૧ માનની નિંદાઃ—માન ૯૦.

માન માનિની તારૂં નવ રાખે જો;
લાડકવાયો સુત અપમાન ભાખે જો. ૮
ન પિતા માતા પાસે માન તારૂં જો;
એક તારા દેહમાં તેં એને ધાર્યું જો. ૯
કે હલકા ધીર તારાથકી જન જો;
તે માન માને તારૂં અનુદિન જો. ૧૦

## ગરબી ૧૨ મી.

શોક શાને કરે છે સામટો જો;
ચિત્તમાં પાડે શોણે ચીચરંવટો જો. ૧
શોક કરી કમાય તું શું વળી જો;
આખર જવાનું સર્વને નીકળી જો. ૨
કોનો શોક કરે છે તું આ ઘડી જો;
નવ વેદના તો કોને શિર પડી જો. ૩
ઘુંટાય ઘટની અંદર ઘડી ઘડી જો;
દુઃખ દુઃખની વેળા હા ! પડી જો. ૪
દુઃખ દૂર કરવાનું નથી તારા હાથમાં જો;
નથી એ તો સામર્થ્યે તારા સાથમાં જો. ૫
પછે પસ્તાય તે શા કામનું જો;
ભજ નામ સીતાપતિ રામનું જો. ૬
તેણે શોક સમૂળગો ટળી જશે જો;
આખર અશોકમાં તું ભળી જશે જો. ૭
શોકસાગરમાં ડૂબતો હશે જો;

---

૧૦ અનુદિન—નિત્ય. ૧ ચીચરંવટો—ચર ચર બળતા અગ્નિને રસ્તો.

તારનારો તો રામ ત્યાંહી થશે જો. ૮.
માને મારૂં તો શોક કરયને પરો જો;
એ તો ઊંડામાં ઉંડો છે ધરો જો. ૯.
ધીર સુખસાગરમાં ઝીલવું જો;
પૂરા પદ્મની પેરે ખીલવું જો. ૧૦

## ગરબી ૧૩ મી.

ભય ભૂંડો લાગે છે મને હરઘડી જો;
(હાય !) પડી દોરડી તે સાપ અંતરે અડી જો. ૧
પડઘા સુણીને કાયા કંપી ઘણી જો;
ઓચિંતી બૂમે તો લાગી ભયની કણી જો. ૨.
કંપી ઊઠે કાયા એવા ભયથકી જો;
છાતી ધડકે ને રહે ભયમાં ટકી જો. ૩
દુષ્ટ કૃત્ય કરતાં ભય ના ગણે જો;
ભૂંડું કરવામાં ભય તું ના ભણે જો. ૪
ભય ભણકારથી તને લાગતો જો;
ત્યારે રૂપ અભય શો નથી માગતો જો. ૫
સદ્‌ગુરૂને શરણે તું જા વહી જો;
ભયકેરી તો રજ નથી ત્યાં કહી જો. ૬
ભય ભારેમાં ભારે શિર ઉપરે જો;
જમડા ગળે ઝાલીને તુજને ધરે જો. ૭
ત્યાં ભય તો કહે તું કોનો કરે જો;

---

૫ ત્યારે ઇ૦—ત્યારે તું ગુરૂ પાસે પોતાનું અભય(નિર્ભય)રૂપ કેમ માગ તો નથી—તું પોતે નિર્ભય આત્મા છે એ વાતનો અનુભવ કેમ કરી લેતો નથી ?

તારો અર્થ તો એકું નહિ સરે જો. ૮
સદ્ગુરૂ શરણે જતાં તું તો ઉગરે જો;
મરજીવો થાયે તો કો દી ના મરે જો. ૯
ધીર ભય ભાગ્યો ગુરૂ માહરે જો;
થયું જુગોજુગમાં તે તો જાહરે જો. ૧૦

## ગરબી ૧૪ મી.

પામ્ય આનંદ આદમી અલ્યા ઘણો જો;
આદમરૂપ ક્યાંથી તું બિહામણો જો. ૧
અલમસ્ત થઇ રહે આનંદમાં જો;
મુંડાયા નવ માયાકેરા તો ફંદમાં જો. ૨
અલખ લહેરો લગાડી લાગ્ય લયમાં જો;
આ તો માર્ગ દાખ્યો મેં તારા ઉદયમાં જો. ૩
સર્વ તજીને આનંદ ધારજે જો;
પૂર્ણાનંદ માંહી તું પધારજે જો. ૪
શાણો થઇને ગરજ તારી સારજે જો,
ષટ્ ઊર્મિઓને આવતી વારજે જો. ૫
ગુરૂગમથી આનંદ મળશે અતિ જો;
મારૂં માનીને શુદ્ધ કરજે મતિ જો. ૬
તારૂં કારજ સહુ સિદ્ધ થઇ જશે જો.

---

૧ આદમ ઇ૦—તું આદમ(આત્મા)રૂપ છે તે બિહામણો ક્યાંથી હોય? અર્થાત્ તારાથી કોઇને ભય ન થવો જોઇએ.

૩ લયમાં—એકતાનપણામાં. ૫ ષટ્ ઊર્મિઓને—ભૂખ, તરસ, ટાઢ, તાપ, જન્મ, મરણ, એ છ ઊર્મિઓ કહેવાય છે. એ છ ઊર્મિઓને વારજે—અટકાવજે, અર્થાત્ સહન કરજે.

પૂર્ણાનંદમાં સમજીને વસે જો. ૭
સમજ્યા પાખે આનંદ ગ્રહે ઉરમાં જો;
પછે તણાઇશ નહિ દુઃખપૂરમાં જો. ૮
સમજીને રહીશ આનંદમાં જો;
તો ફેર નહિ પડે તું'માં ગોવિંદમાં જો. ૯
ધીરો હીરો કરીને ગુરૂએ ગ્રહ્યો જો;
લહી આનંદી એને પોતાનો કહ્યો જો. ૧૦

---

## કુંડળિયા.

પાન હલે નહિ હુકમ બિન, હુકમ પ્રીત અરૂ રીત,
હુકમી બંદા જુગ[1] સબી, હુકમ હાર અરૂ જીત,
હુકમ હાર અરૂ જીત, હુકમસેં પવન હિ પાની,
હુકમે શેષ મહેશ, હુકમસેં ઇંદ્ર ઇંદ્રાની,
તેતીસ કોટિ હલમલ હલે, ચલે ચંદ શશિ ભાન,
દાસ ધીર હરિહુકમસેં, હુકમ બિન હલે નહિ પાન. ૧
મેરી મેરી મત કરો, તેરી કાયા નાહિ,
(કયા) સગાઇ કાયા જીવકી, છોડ ચલે બન માંહી,
છોડ ચલે બન માંહિ, બડાઇ છોડ દે બાવા,
જૂઠ કપટકો છોડ, છોડ દુનિયાકા દાવા,
કહે ધીર ધર ધ્યાન, ભજન કર ભરી કચેરી;
છત્રપતિ ગયે છોડ, મત કરો મેરી મેરી. ૨
કરો ભડાકા ભજનકા, મનસાકા મુખ મોડ,
ક્ષમા ખડ્ગકું ખેંચકર, ફોજ કુફરકી તોડ,
ફોજ કુફરકી તોડ, લુંટ લે તંબુ ડેરા,

---

૧ જુગ—જગત્.

મોહરાજા કો માર, દેખ જમરાકા ચેરા,
ધરમ દયાકી ઢાલ, પકડ કર શબ્દ ઝડાકા;
કહે ધીર ધર ધ્યાન, ભજનકા કરો ભડાકા. ૩

## પદ ૧ લું.

આ જગત મિથ્યા તને લાગશે રે, અંતરથી કરીશ વિચાર;
સુખ સ્વપ્ના જેવું છે સંસારનું રે. ટેક. ૧
ઉપર ઉપરથી પ્યારૂં લાગતું રે, નથી એમાં લગારેક સાર. સુખ૦ ૨
તત્વ એવું નથી આ જાગમાં રે, જેથી મનને મળે વિશ્રામ. ,, ૩
બાળપણું ગયું બાળ ખેલમાં રે, જુવાનીમાં વ્યાપ્યો સ્ત્રીશું કામ. ,, ૪
વૃદ્ધપણે થયો દેહ જાજરો રે, પુરૂષાર્થ થયું નવ કાંય. ,, ૫
પરિતાપમાં દિવસ તારા વહ્યા રે, અંતે પડીશ મૂરખ નર્ક માંય. ,, ૬
શરીરરૂપી કમળ ખીલી રહ્યું રે, જરારૂપી પડ્યું હિમ જાણ. ,, ૭
બળી ભસ્મ થાયે દેહ તાહરી રે, જીવિત ભ્રમર તજે નિર્વાણ. ,, ૮
વ્યવહારસરોવર સૂકાઇ ગયું રે, પછે શો જડશે તુંને સાર. ,, ૯
દાસ ધીરાના સ્વામી વા'રે ચઢે રે, ત્યારે પામે તું તો ભવ પાર. ,, ૧૦

## પદ ૨ જું.

તૃષ્ણારૂપી નદી પૂરે ચઢી રે, વેગવાળું અતિ વે'ણ લેખાય;
દુઃખકારી તૃષ્ણા દેખાયછે રે. ટેક. ૧
સંતોષસુખડના વૃક્ષને રે, મૂળમાંથી ઉપાડી વહી જાય. દુઃખ૦ ૨

---

૩ કુફર—નાસ્તિક. મનસાકા—ઇચ્છાનું (તૃષ્ણાનું). જમરાકા—મોહરાજાને જમના ચેલા જેવો જાણીને તેને માર.

૫ જાજરો—જર્જર (જીર્ણ). ૧ વે'ણ—વહન-પ્રવાહ.

ચર્મનાં બંધનો બાંધિયાં રે, સજ કર્યું શરીર વહાણ. દુ:ખ૦ ૩
સંસારસમુદ્રે મૂકિયું રે, ખેડણહાર મળ્યો અજાણ. ,, ૪
ભરસમુદ્રે ડૂબવા લાગિયું રે, કહો કોણ તારે આ વાર. ,, ૫
પાંચ મગરો આવી તેને મળ્યા રે, ઉથલાવી નાખ્યું તતકાળ. ,, ૬
તૃષ્ણારૂપી વેલ્લાના વનમાં રે, મન મહામનોહર કપિરાજ. ,, ૭
મનોરથ વૃક્ષો ઉગ્યાં ઘણાં રે, ડાળે ડાળે કૂદે ફળકાજ. ,, ૮
ફળ આવતું નથી એના હાથમાં રે, મૂર્ખ વ્યર્થ આવે છે વાજ. ,, ૯
દાસધીરે તૃષ્ણાને અળગી કરી રે, સદ્‌ગુરૂ મળ્યા શિરતાજ. ,, ૧૦

## પદ ૩ જું.

આપત્કાળ જ્યારે આવી પડે રે, અંતર માંહી દુ:ખ નવ થાય;
એવા સાધુ મળવા સોંઘા નથી રે. ટેક ૧
મોહ મમત્વને દૂર રાખી રહે રે, જગત જંજાળરૂપ જણાય. એવા૦ ૨
ધન ઢગલેઢગલા આવે સહી રે, મનમાં નહિ ગર્વ લગાર. ,, ૩
સ્ત્રીવિષયમાં મન નવ લાગતું રે, પાંચે ઈંદ્રી કરી વશ સાર. ,, ૪
શૂરામાં શૂરા એ તો સહી રે, મન સમુદ્ર તરંગ તરનાર. ,, ૫
એવા સાધુ પૂર્વ પુણ્યે મળે રે, પ્રભુ પ્રાણતણા આધાર. ,, ૬
દ્વૈતભાવ જૂઠો કરી જાણતા રે, ચિત્ત ચોટ્યું અદ્વૈત સ્વરૂપ. ,, ૭
મન નિર્મળ અતિશય રાખતા રે, પરબ્રહ્મ માંહી રહે તદ્રૂપ. ,, ૮
સાચાના બેલી સુખધામ રે, પરોપકાર કરે પૂર્ણકામ. ,, ૯
દાસધીરાને ધણી એવા મળ્યા રે, સદ્‌ગુરૂ સદા આત્મારામ. ,, ૧૦

---

૬ પાંચ મગરો—પાંચ વિષયરૂપી મગરો. ૭ બીજું રૂપક બાંધે છે: તૃષ્ણારૂપી ઈ૦.

૭ દ્વૈતભાવ— બ્રહ્મ અને માયા એ બન્ને સત્ છે એવી બુદ્ધિ. અદ્વૈત સ્વરૂપ—એકજ બ્રહ્મના રૂપમાં.

## પદ ૪ થું.

ધન નારી ને પુત્ર નથી તાહરાં રે, મારાં મારાં કહી ભરમાય;
અંતે કોઈ નથી તારા કામનાં રે. ટેક. ૧
સગાં કુટુંબમાટ ભટક્યો ઘણું રે, ધન મેળવ્યું ધૂતી મહારાય. અંતે૦ ૨
મોટાં મોટાં મંદિર તેં તો બાંધિયાં રે, પુત્ર પુત્રી પરિવાર કાજ. ,, ૩
ધન ખરચી કીરતિ મેળવી ઘણી રે, જશ ગાય મહાપંડિતરાજ. ,, ૪
વિદ્યા ભણ્યો ઘણી ઘણી ભાતની રે, ભણ્યો શાસ્ત્ર પુરાણ ને ન્યાય. ,, ૫
ભણ્યાનો ભેદ જાણ્યો નહિ રે, મૂરખ અભિમાને અફળાય. ,, ૬
પાપ કરતાં પાછું જોયું નહિ રે, ઘેલો થયો જુવાની માંય. ,, ૭
સ્ત્રી સાથે વિષય ભોગવ્યા ઘણા રે, વૃદ્ધપણે દુઃખી થયો કાય. ,, ૮
ઘડપણમાં ગાંડો છોકરાં કહે રે, પાપ કરેલાં સંભારી પસ્તાય. ,, ૯
ધીરાના ધણીથી અળગો રહ્યો રે, તેણે ખત્તા મૂરખ તું ખાય. ,, ૧૦

## પદ ૫ મું.

ચિત ચપળ તારૂં અતિ જાણજે રે, ધનલોભે ઠગાય ઘણી વાર;
શાંતિ કયાંથી મળે શાણા કહો રે. ટેક. ૧
સુખ આશા અમર તારી થતી રે, તેણે સૂઝે નહિ તલભાર. શાંતિ૦ ૨
ધર્મકાજ કરતાં કીડિયો ચઢે રે, કમાવાનો અવસર ચૂકાય. ,, ૩
કમાઈ લેવું જુવાનીના જોરમાં રે, વૃદ્ધપણે પ્રભુ ભજાય. ,, ૪
આટલું તર્ત કરીશું આટલું પછી રે, એમ આયુ દિન દિન ઓછું થાય. ,, ૫

---

૫ આટલું ઇ૦—મુનિઓ પણ કહે છે કે " श्वःकार्यमद्यकुर्वीतपूर्वाण्हे चापराण्हिकम् । " " इदंकृतामिदंकार्यमिदमन्यत्कृताकृतम् । " " नहिमृत्युः प्रतीक्षितकृतंवाप्यथवाकृतम् " " આ કાલે કરવાનું છે, આ આજ કરવાનું છે, આ સવારમાં અને આ કામ સાંજે કરવાનું છે. આટલું કામ કર્યું છે, આટલું કરવાનું છે, અને આટલું થોડું કર્યું છે તથા તેમાં આટલું અધૂરૂં છે. પણ તેં કામ કર્યું છે કે નથી કર્યું, તે બાબતની, મોત રાહ જોવાનું નથી."

દેહાભિમાન વ્યાપી ગયું દેહમાં રે, તેથી પ્રારબ્ધ ફળ પમાય. શાંતિ૦ ૬
અનર્થને આપે એવાં સહી રે, નારી કાજે કરે તું કૃત્ય. ,, ૭
હરિભજનમાં ચિત્ત ચોટે નહિ રે, આવી માથે ઊભું રહે મૃત્ય. ,, ૮
મુઆ પછે જમડા માર મારશે રે, તારા થાશે ત્યાં હાલબેહાલ. ,, ૯
ધીર ધરી ધીરધણી ધાયો નહિ રે, મૂઢ થયા તારા આ હવાલ! ,, ૧૦

## પદ ૬ ઠું.

મનમહારાજા, મનુષ્યાપદ પામ્યા, પણ માંહીથી શું મળ્યું?
અહંકાર મદ મોહ મત્સર મમતા, અભિમાન તુજથો નવ ટળ્યું! ટેક. ૧
તું મનુષ્યાપદ પામ્યો મોટું, તારૂં હરિચરણે ચિત્ત નવ ચોટયું,
તેં તો ખરેખરૂં કીધું ખોટું, મનમહારાજા૦ ૨
ભાઇ રાખ્ય હવે મારૂં તારૂં, સોમણ તેલે કીધું અંધારૂં,
સુખ માણો શા જીવ્યા સારૂં, મનમહારાજા૦ ૩
વટેમારગુ મારગમાં મા'લે, કોઇ મા'લે કોઇ પંથે ચાલે,
કોઇ હળવા હળવા હાલે, મનમહારાજા૦ ૪
નિર્ભય થઇ ભજ નારણ નારણ, ત્રિભુવનનાથ તરણતારણ,
કહે ધીર ધરો ધણીની ધારણ, મનમહારાજા૦ ૫

## પદ ૭ મું.

ગરડગઢ ગયા, પહોચ્યાનાં પરમાણાં કેણે મોકલ્યાં નહિ;
કોને ખબર નથી, ક્યાંથી આવ્યા ને જીવ! ક્યાં રહેશો જઇ. ટેક. ૧
કાળે કચર્યા મહીપતિ મહામતિ, શૂરાપૂરા કંઇ સાધુ સતી,
કોટિ ઉપાયે રે'વાય ન કોવતી, ગરડગઢ ગયા૦ ૨

---

૩ રાખ્ય—અટકાવ્ય—છોડ. ૧ પરમાણાં—પ્રમાણપત્ર. અમે અમુક જગોએ છીએ એવી ખબર.

માથે મર્ણનો મારો મોટો છે, જોરાવર જમની ચોટચો છે,
ખરૂં જાણોછો પણ ખેલ ખોટો છે, ગરડગફ્ ગયા૦ ૩
કંઇ ત્યાગી ને કંઇ વૈરાગી, સંન્યાસી સ્વામી મુઆ ભીખ માગી,
ત્રિલોકમાં તૃષ્ણા કોની નવ ભાગી, ગરડગફ્ ગયા૦ ૪
કૈં ગયા ને કૈં વહી જાશે, કૈં ગુણવંતા ગોથાં ખાશે,
શું થયું ને હવે શું થાશે, ગરડગફ્ ગયા૦ ૫
એક લાખ એંશી હજાર પીર પળ્યા, નવ નાથ ચોરાશી સિદ્ધ ચળ્યા,
અઠ્યાશી સહસ્ર ઋષિ ધરણે ઢળ્યા, ગરડગફ્ ગયા૦ ૬
જીવની જાત કોઇ નવ જાણે, આપાપણું અનુમાન માને,
મરતા સુધી તરીલાં તાણે, ગરડગફ્ ગયા૦ ૭
આદ્ય અંત ડાળ મૂળ કોઇ નથી લે'તું, જાણોછો અધર તો કાંઇ નથી રે'તું,
દાસ ધીરો કહે સાચું કોઇ નથી કે'તું, ગરડગફ્ ગયા૦ ૮

## પદ ૮ મું.

જેને પિયુ મળવાનો પ્રેમ હોય, તે આવો દેશ અમારે જો;
આડે અર્ણવે ઉતરી, નાવડું આવે છે આરે જો. ટેક. ૧
દૂર બતાવે નાથને, તેને પ્રગટ પાસ દેખાડું જો;
એક સદ્ગુરૂની કૃપાવડે, તેને બ્રહ્મલોક પહોચાડું જો. જેને૦ ૨

---

૩ ખરૂં ૪૦—તમો આ જગતૂને ખરૂં જાણોછો પણ તેમ નથી; એ તો ખોટો ખેલ છે.

૭ આપાપણું ( આપ આપણું )—પોતપોતાનું. ૮ આદ્ય ૪૦ — આ જગતનો આદિકાળ અને આદિસ્થળ તથા અંતકાળ અને અંતસ્થળ કોઈ જાણતું નથી; તેમ તેનાં ડાળાં કયાં સુધી વિસ્તર્યાં છે તથા તેનાં મૂળ કેટલાં ઊંડાં પહોચેલાં છે એ કોઇ જાણતું નથી.

૧ પિયુ—બ્રહ્મ. અમારે દેશ—વેદાંતમતમાં—બ્રહ્મજ્ઞાનમાં. અર્ણવે—સંસારરૂપી સમુદ્રમાં. નાવડું—દેહરૂપી.

એક અચરજ મારા દેશમાં, ગૌવાં ને સિંહ રમે ભેળાં જો;
અવળાંનાં સવળાં થયાં, કરમદીએ લાગ્યાં કેળાં જો. જેને૦ ૩
એક સદા પુનમ મારા દેશમાં, અમાસ ભુવન નવ આવે જો;
શીત ને તાપ વ્યાપે નહિ, એક બકરો બળદને ધાવે જો. જેને૦ ૪
એક અમૃતકૂપ મારા મુલકમાં, તેના ભોગદારી ત્રિપુરારિ જો;
ભરે વારિ દોરી ગાગર વિના, સુરતા સુહાગણ પણિયારી જો. જેને૦ ૫
એક અઝડઝડે પરજન્ય પડે, પૃથ્વીનાં પડ રહ્યાં કોરાં જો;
પોઢચા હંસરાજ ચોગાન ચોતરે, તેને અંગે ન અડકે ફોરાં જો. જેને૦ ૬
એક કંઠ વિના ગાય નાયકા, ને ચરણ વિના તે ચાલે જો;

---

૩ ગૌવાં—ઇંદ્રિયો. સિંહ—જીવ. કરમદીએ ઇ૦—સંસાર એ ખાટું વૃક્ષ છે તેને બ્રહ્મજ્ઞાન રૂપી મીઠાં ફળ લાગ્યાં અથવા જે સકામ કર્મનાં સ્વર્ગાદિ ક્ષુલ્લક ફળ છે તેજ કર્મ નિષ્કામ થવાથી અંતઃકરણ શુદ્ધિ રૂપી મીઠાં ફળ આપે છે.

૪ સદા પુનમ—નિત્ય ચંદ્રોદય ( આત્મ અને અનાત્મ વસ્તુના વિવેક રૂપી ). અમાસ—અવિવેક રૂપી. અથવા સદા આત્મજ્ઞાનના પ્રકાશ રૂપી પુનમ અને અજ્ઞાન રૂપી અમાસ જાણવી. શીત અને તાપ—અર્થાત્ સુખ દુખાદિ દ્વંદ્વ બાધ કરતાં નથી. બકરો—અજ ( જીવ ). બળદ—પરમાત્મા રૂપી જીવ પરમાત્મા વડે જ્ઞાન પ્રકાશ રૂપી બળ પામે છે.

૫ અમૃતકૂપ—જ્ઞાનરૂપી અમૃતનો કૂવો. ત્રિપુરારિ—જાગ્રત્ આદિ ત્રણ અવસ્થાનો અરિ ( અવસ્થા રહિત ), અથવા સત્વાદિ ત્રણ ગુણોનો અરિ ( નિર્ગુણ ), અથવા સ્થૂળાદિ ત્રણ દેહનો અરિ ( દેહ રહિત ) આત્મા એ અમૃતને ભોગવે છે. યોગપક્ષે—સમાધિમાં જાગ્રદાદિ ત્રણ અવસ્થાને તજીને તુરીયાવસ્થામાં રહેલો આત્મા તાળુમાંથી સ્રવતા અમૃતબિંદુનું પાન કરે છે, એમ ઘટાવવું. સુરતા—બુદ્ધિ અથવા જ્ઞાનમય વૃતિ.

૬ પર્જન્ય—મેઘ. ( અમૃતબિંદુ રૂપી,). પૃથ્વીનાં—દેહરૂપી પૃથ્વીનાં. હંસરાજ—આત્મા રૂપી.

એક ધીર સખી પિયુ પાસ રમે, મહાનંદ સુખ માંલે જો. જેને૦ ૭

## પદ ૯ મું.

### રાગ વસંત.

હો કનૈયા મેરે ચાચર આઈ;
ચાચર ખેલન મેં જો ગઇ મોહનજી કે આગે,
મન મોહન મેરો મન હર્યો, મોરલી કે રાગે;
મોરલીકે રાગે હો, કનૈયા૦ ૧
મોર મુકુટ કર કંકની, પાયે નુપૂર બાજે,
શીશફુલ શિર ચંદ્રિકા, ભાલ તિલક બિરાજે;
તિલક બિરાજે હો, કનૈયા૦ ૨
બ્રિજનારી દોરી આઇ સખી, કર લેકર પિચકારી,
અબિર ગુલાલ ઉડાવ હી, મુખ ગાવે ગારી;
ગારી ગાવે હો, કનૈયા૦ ૩
ઘેરી લિયે સબ સુંદરી, પકડે નંદલાલા,
ફ્ગવે લિયે બિન છોડું નહિ, બદન બોલે બોલ બાલા;
બોલે બોલ બાલા હો, કનૈયા૦ ૪
ખેંચ પકર રાધાજી કહે, હમરે કર આય,
અબ ન છોરૂં કર જોર સોં, બિના આંખ અંજાય;
બિના આંખ અંજાય હો, કનૈયા૦ ૫

---

૭ કંઠવિના ગાય—અનહદનાદ જે સમાધિમાં સંભળાય છે તેને ઉદ્દેશીને આ વાક્ય છે અથવા મનોવૃત્તિરૂપી નાયકા કંઠ વિના ગાય છે અને ચરણ વિના ચાલે છે, એમ ઘટાવવું. પિયુ પાસ—પરમાત્મા પાસે.

૩ દોરી આઇ—દોડી આવી. ૫ હમરે—અમારા. કર—હાથમાં. આય—આવ્યો છે.

ધીર કહે ગોવિંદ પ્રભુ, ફગુવા લે મંગાય,
મન મધ્ય સબ લેત હે, સચ્ચે મન પાય;
સચ્ચે મન પાય હો, કનૈયા૦ ૬

## પદ ૧૦ મું.

### રાગ વસંત.

ભજ હરકુ મન શ્યાના, આખર મર જાના મર જાના. ટેક. ૧
કહેતા હેં પર કરતા કયું નહિ, મન કરના અભિમાના. આખર૦ ૨
કોરી કોરી કર મહેલ બનાયા, સાથ ન આવે દાદા નાના. આખર૦ ૩
અવિચલ નામ રહે કર ભક્તિ, જબ લગ શશિ ઔર ભાના. આખર૦ ૪
સદ્‌ગુરૂ ધીર દાસ તિહારે, સમજ્યો ગુરૂ કે ગ્યાના. આખર૦ ૫

### ખ્યાલ.

દમકા ભરોંસા મત કર ભાઇ, સાધન કરંદા સાંઇ;
સાધન કરંદા સાંઇ, મેં વારી જાઉં સાંઇ. ટેક. ૧
પાવ પલકકી ખબર ન જાને, કરે કલકી આશા;
શિરપર જમરા ઝડપ રહ્યા હેં, ન છોડે જંગલ અવાસા. દમકા૦ ૨
હસ્તિ ઘોડા ઔર માલ ખજાના, કોઇ તેરે કામ નહિ આવે;
અચેત હોકર કયું બેઠા હે, પિછે તું પસ્તાવે. દમકા૦ ૩
સદ્‌ગુરૂજીકે શરનન જાઇ, જાઇ ચરને શીશ નમાઇ;
આધીન હોકર નિશદિન રહેના, જમકી ત્રાસ મિટાઇ. દમકા૦ ૪

---

૨ પર—પણ. ૩ કોરી—કોડી. ૪ ભાના—ભાનુ—સૂર્ય. ૨ કલકી —કાલની. જંગલ અવાસા—જંગલમાં હોય કે અવાસમાં ( ઘરમાં ) હોય, તો પણ જમડા છોડવાના નથી. ૪ શરનન—( શરણના અર્થમાં છે. હિંદીમાં કેટલાક શબ્દોને બહુ વચનમાં 'ન' પ્રત્યય લાગે છે, તેથી તથા તેનું

જો જાયા સો જાનેકા હેં ભાઇ, કો રહેનેકા સ્થિર નાહીં;
ધીર સદ્‌ગુરૂ બતાવત સંતો, આખર રહેગી ભલાઇ. દમકા૦ ૫

## પદ ૧૧ મું.

### રાગ પંજાબી.

જનમ ગ્યાન ધૂન હરિધ્યાનનમેં;
હરિધ્યાનનમેં, ન નાર નેનનમેં. ટેક. ૧
કૂડકપટ ઘટ ભીંતર નાહીં,
હેં સદા આનંદ ગોવિંદરસ માંહી;
ઓંકાર જપત તાપ મિટત હેં,
તબ સમજત સદ્‌ગુરૂ સાનનમેં. જનમ૦ ૨
અલખ લખ જો જનહુકુ લાગી,
સો ડરે નહિ રવિસેં ડર ભાગી;
મરજીવનને એહી ડર ત્યાગી,
લાગી વૈરાગી રહે ભરપૂર બ્રહ્મગ્યાનનમેં. જનમ૦ ૩
ઇંગલા પિંગલા સુછમના સંગે,
ચાર સખી મિલી ખેલત રંગે;
ત્રિબેનીતીર ઉનમુનિ મંદિર,

---

કારણ ન છતાં પણ લગાડવાની રીતિ પડી છે તેથી તે પ્રમાણેઅહીં 'શરન' શબ્દને 'ન' પ્રત્યય લગાડ્યો જણાય છે ).

૧ ધ્યાનન—( ધ્યાનના અર્થમાં છે. એજ પ્રમાણે આગળ પણ સમજવું. ) જ્ઞાન, ધૂન્ય અને હરિધ્યાનમાં જન્મ કાઢવો. ૩ જો—જે. જનહુકુ—જનને.

અમૃતરસ નીર વૃષા ઝડ લાગી ગગનનમેં. જનમ૦ ૪
ઝલમલ જ્યોતિ સો સ્થલ ઝમકારા,
અનહદ નાદ બાજત રનકારા;
સચ્ચિદાનંદ આનંદ ગોવિંદ ગુન ગાવે,
સંગોસંગ તાનનમેં. જનમ૦ ૫
કહત ધીર યહ દાસન કે દાસા,
હરિજેસો હોવે સો જાવે હરિપાસા;
સાંઇ સ્મરન આપે નારાયન ગુન ગાવે,
મહાપદ પાવે જશ હોવે જિહાનનમેં. જનમ૦ ૬

### પદ ૧૨ મું.

### રાગ પંજાબી.

એસો મહિમા હરિનામકો;
હો સંતો એહી હે કામકો. ટેક. ૧
પૂરન સૂરદાસ ગોવિંદગુન ગાવે,
કબીર સંત મહાજ્યોત મિલાવે;
અનુભવ અભ્યાસ રહે અવિનાશી,
પ્રભુપદ દાસકો નિવાસ નિજ ધામકો. એસો૦ ૨
મહાજલમે જીને શિલા તારી,
ચરનરેન અહલ્યા ઉધારી;

---

૪ ઈંગલા, પિંગલા, સુછમના—ઇડા, પિંગળા, અને સુષુમ્ણા, નામની નાડીઓ. ત્રિબેનીતીર—એ ત્રણ નાડીઓના સમાગમનું સ્થાન—ભ્રૂકુટિ. ઉન્મુનિ—તુરીયા પછીની પાંચમી આનંદમય અવસ્થા. અમૃતરસ—તાળુમાંથી સ્ત્રવતું અમૃત. ગગન—બ્રહ્મરંધ્ર. ૫ ઝલમલ જ્યોતિ—આત્માનો પ્રકાશ. ૬ જિહાનનમેં—દુનિયામાં.

હરિ પાવનકારી બ્રહ્મચારી,
બિભીષનકો કિયો દિદારી, પતિ લંક ગામકો. એસો૦ ૩
જયદેવકી હરિ જુવતી જીવાઇ,
નામદેવકા તુમે છાપર છાઇ;
હરિસ્મરન પ્રમાન ગાન પાઇ,
ગુનકાબાઇ મન કીનો કાજ સેન હજામકો. એસો૦ ૪
એસે અધમોધમ નારાયનદેવા,
અજામિલ ઉધાર્યો તતખેવા;
હરિ નામ સાચો વે તરાચો,
ગર્ભ ન આચો, ઠીક ઠરાચો દર ઠામકો. એસો૦ ૫
ભક્તવત્સલ ગ્યાનબંધુ દયાલા,
દાસ ધીર કહે હરિ હો કૃપાલા;
નિજ નામ કરે કામ રામ રામ,
લિયે હેં સાંઇ લિજિયે સલામ યહ ગુલામકો. એસો૦ ૬

## પદ ૧૩ મું.

### રાગ પંજાબી.

દેખો દેખો દેહદેવલમે આત્માદેવા;
આત્મા આત્માદેવા, દેખો દેહદેવલમે આત્માદેવા. ટેક. ૧
જયાકો ઢુંઢ ફીરે તીર્થ બ્રત બનમે,
સો પ્રસિદ્ધ બસત પ્રકટ તેરે તનમે;

---

૩ શિલા તારી—સેતુ બાંધતાં ( રામે ). રેન—રેણુ ( ધૂળ ). દિદારી—દર્શન કરનારો, પોતાનાં દર્શન કરનાર વિભીષણને લંકા ગામનો પતિ કર્યો. ૫ વે—તે. દર—પ્રત્યેક.

તાસે તન મન ધન અરપન કરી,
ગ્રહે ગ્યાનધૂન નિશદિન કર સેવા. દેખો૦ ૨
આપ ખેલે આપ ખેલ ખેલાવે,
આપ લેવે દેવે દેવાવે;
આપ જીમે ઔર આપ જીમાવે,
અશરનશરન તારનતરન,
ભજન ભરનપોષન ચરન એવા. દેખો૦ ૩
આદિમ સાહિબ સાંઇ સરજનહારા,
ઊઠે અજપા છંદ સો એકબીસ હજારા;
અધોઉર્ધ્વ અધુરધ સિદ્ધ નવ નિધ,
હે જોગ જોને જેવા. દેખો૦ ૪
બસે બિરંચિ બિષ્ણુ શિવ શક્તિ,
સેવન ગતિ મુક્તિ શ્રુતિ સમતિ;
ન તાલ ન રાલ ન કાલ ન બૃદ્ધ બાલ,
ભૂપાલ દયાલ સંભાલ, સંત સુખ રહેવા. દેખો૦ ૫
આત્માનંદ આત્માનંદ આત્માનંદ હે અખંડા,
રમત રામ રમત રામ પિંડ સો બ્રહ્મંડા;
આસપાસ અવિનાશ રમે રાસ,
બાસ કૈલાસ દાસ ધીરધની ધ્યાન ધરેવા. દેખો૦ ૬

---

૩ જીમે—જમે. ૪ આદિમ—સર્વેથી આદિ કાળમાં જેની સત્તા હતી તે. અજપા છંદ સો—શ્વાસોચ્છ્વાસ રૂપી છંદની સાથે. એકવીશહજારા—(શ્વાસોચ્છ્વાસની એકવીશ હજાર છસોની ગણત્રી કરેલી છે માટે). અધો—નીચે. ઉર્ધ્વ—ઉપર. અધુરધ—નીચે ઉપર.

૫ બિરંચિ—બ્રહ્મા. સમતિ—સંમતિ. તેને સેવવાથી ગતિ અને મુક્તિ મળે છે એવી શ્રુતિની સંમતિ છે. રાલ (?) ૬ ધરેવા—ધરે.

## પદ ૧૪ મું.

### પ્રબંધ.

ખુદા હિ યાદ આલમ કરે હરઘડી,
બંદા ખુદા હિ યાદ આલમ કર લે. ટેક. ૧
ક્યા કામકો ભેજાથા તુજે ભાઈ,
યાંહાં આ કે ક્યા કીની કમાઇ,
બોલ બિસમિલ્લાહિ રેમાન રહીમ લાઇલ્લાહ ઇલ્લઇલ્લાહ,
મોહમ્મદુ રસુલ્લુલ્લાહ હકતાલા એક પરવરદિગાર,
લેના દેના હિલના ચલના ખાના પીના,
કરીમ કે હુકમસેં બંદા ! ખુદા હિ યાદ૦ ૨
મેહેબુબ રૂપ બિચ સુરતા ઠેરાના,
નામ અલખ થોડા બહોત દેના,
વજુ કરકે બાંગ પુકારે,
પાંચ વખ્ત નિમાજ ગુજારે,
તિસ રોજે સાહેબ કે ધારે,
બિબેક કરકે બુદ્ધિ બિચારે,
ઉતરો લોકો એહિ આરે,
નેકી ચલના દિલમેં ડરના પ્રીતિ કરના,
મો હુકમસે બંદા ! ખુદા હિ યાદ૦ ૩
તનમે મનબિચે તુહિ તુહિ રટના,

---

૧ આલમ—દુનિઆ. ૨ તુજે —તને. બોલ ઈ૦—મુસલમાની ધર્મનો એ એક મોટો મંત્ર ( કલમા ) છે. કરીમ—પરમેશ્વર. ૩ મેહેબુબ—ધણી—પરમેશ્વર. વજુ કરકે—હાથ મોં ધોઇને. નિમાજ ગુજારે—બંદગી કરે. રોજે—( રોઝા ) ઉપવાસ.

અઝાઝિલકો જાકા ફર્ક કટના,
હાથકો તો હજરત જાને,
પાઉંકો તો રસુલ્લા જાને,
નાસિકા કો કબર જાને,
મટ્ટિકો તો મક્કા જાને,
ગર્દન કો તો મદિના જાને,
ઘરકા ગુલામ ધીર ફકીર તનમન લગાતા,
ના ખાવિંદસે બંદા ! ખુદા હિ યાદ૦ ૪

## પદ ૧૫ મું.

પંખીડા પિયુ પિયુ પિયુ પોકારો,
આ તો ભાઇ ઉતરવાનો આરો રે;
હરિપદ હૃદેકમળમાં ધારો,
પંખીડા પિયુ પિયુ પિયુ પોકારો. ટેક. ૧
અલખ લખ ભજન લેહે લાગી,
જાગી જોયું નરનાર રે;
મીરાં ને કરમા શબરી ને પૂરી,
એ પળમાં ઉતારયાં પાર. પંખીડા૦ ૨
ગોપીચંદ ભરતને રે લાગી,
વહી ગયા પારંપાર રે;
પીપો સૂરદાસ ને દાસ કબીરા,
એને જાણે સકળ સંસાર. પંખીડા૦ ૩

---

૪ અઝાઝિલકો ઈ૦—(?) ૧ પંખીડા—હે મન રૂપી પંખીડા. ૨ મીરાં ઇ૦—મીરાં, કરમાબાઇ, શબરી, પૂરીબાઇ, એ બધી ભક્ત બાઇઓ હતી. ૩ ગોપીચંદ અને ભરત બન્ને રાજા હતા અને તેમને યોગજ્ઞાનનો

કુબો કુંભાર ને સદનો કસાઇ,
ધનોજી જાટ નાભો ઢાઢી રે;
ભિલ્લ ભક્તને સંપત્તિ સંતની,
ભલી ભલી હરિએ ભજાડી. પંખીડા૦ ૪
રાજા જનક ને શુકદેવ જોગી,
ધન્ય ધન્ય તેનો જનમારો રે;
એનાં રે ચિતડાં કેવાં હશે,
તમે ચતુર ચિત્ત વિચારો. પંખીડા૦ ૫
જો શાહ બલખબોખારાનો બાદશાહ,
જેણે છોડી સોળસેં સાહેલી રે;
અઢાર લક્ષ ઘોડા મે'લી ચાલ્યા,
વળી દોલત દુનિયાં મે'લી. પંખીડા૦ ૬
નાત જાતનો નિયમ નથી ભાઇ,
કોણ દાનવ કોણ દેવા રે;
દાસ ધીરા હરિધ્યાન ધરે તો,
હરિજન હરજી જેવા. પંખીડા૦ ૭

## પદ ૧૬ મું.

હેતે પ્રીતે હરજી ભજ હાવે ભાવે, અમૂલ્ય મનુષ્ય જનમારો;
નારાયણનામનું નાવડું, એ ઉતરવાનો આરો. ટેક. ૧

---

ઉપદેશ મળ્યો હતો. પીપો અને સૂરદાસ ભક્ત હતા. કબીર એ નિર્ગુણ ભક્ત હતો.

૪ કૂબો, સદનો, ધનોજી, નાભો એ સર્વે ભક્તો હતા. ૫ જનક અને શુકદેવ પ્રસિદ્ધ છે. ૬ ત્યાગ વર્ણે છે: જો શાહ ઇ૦.

કાચી કાયા માયા જૂઠી, જૂઠી જગતની જાળી;
મિથ્યા સુખને મોહી રહ્યો, મોહ્યો રામા રસાળી. હેત૦ ૨
માત પિતા સુત સુંદરી, એ સગો સહુ કાચો;
અંતે સગો તારો કોઇ નથી, સગો સરજનહાર સાચો. હેત૦ ૩
સંસારસુખ શમણાજશુ, તે રંગમાં થયો રાજી;
ઝાંઝવાંનું જળ જોઇને, બાઝયો જૂઠી બાજી. હેત૦ ૪
એક ઘડી જાય લાખની, વારંવાર નહિ આવે;
પંખી પરદેશી પ્રાણલા, બુદ્ધિ કેમ ભરમાવે. હેત૦ ૫
કાચી કાયા કૂપો કાચાને, જેમ જળપરપોટો;
મરણ તે કોઇને મે'લે નહિ, કોણ છોટો કે મોટો. હેત૦ ૬
લક્ષ્મી દોલત સંગે લેઇને, કહો કોણ સ્વર્ગમાં પો'ત્યા;
રે! હજાર જે મોજે મા'લતા, તે સ્મશાનમાં સૂતા. હેત૦ ૭
નભ વસુંધરા કીધાં પલકમાં, કીધાં પવન ને પાણી;
કોટિ બ્રહ્માંડ ભાંજે ઘડે, ધીરધણીની એંધાણી. હેત૦ ૮

## પદ ૧૭ મું.

શોચ શાને કરો, નચિંત નિર્ભય ફરો,
હુકમ વિણ પાંદડું નવ હાલે;
હુકમથી તેત્રીશ કોટિ દેવ હલમલે,
હુકમથકી તેત્રીશ કોટિ દેવ ચાલે. ટેક. ૧
સાકરખાઉ જીવ તે વશ્યું જઇ વનમાં,

---

૫ પંખી ઇ૦—પ્રાણ એ પરદેશી પંખી જેવો છે. ૮ નભ—આકાશ. જેણે આકાશ અને વસુંધરા (પૃથ્વી) પલકમાં કીધાં (પોતાની માયાથી રચ્યાં). ૧ નચિંત—નિશ્ચિંત.

સાકર વિણ તેહને નવ ચાલે;
કોશેટાનું જીવડું વગર પાંખે પડ્યું,
તેના મુખમાં ચૂન તે કોણ ડાલે. શોચ૦ ૨
કણ એક કીડીને મણ એક કુંજર,
ચાંચ આપી તેને ચૂન ઘાલે;
આળ પંપાળ જંજાળ મટી ગઈ,
ધણીકેરી ધારણે ધીર મા'લે. શોચ૦ ૩

## પદ ૧૮ મું.

હાલો હાલો રામતણા રસ્તામાં,
હાલો ભાઇ તમે સીધા ચાલો;
રહો છાના જૂઠું શીદ ભાળો,
તમે ભાઈ હરિ સંગે મા'લો. ટેક. ૧
નાનો ભાઈ તો મારા છે ડાહ્યા,
એવી જૂઠી વાત કરી વાહ્યા;
મૂળમાં કાચી તારી છે કાયા. હાલો૦ ૨
ભાઇ પારણિયું તો પંચરંગી,
એમાં ઝૂલો ઝૂલાવો હરિ અભંગી;
જ્ઞાનદોરો ધરી તરો તે સંગી. હાલો૦ ૩
ભાઇ પારણિયે પાયા ચાર કહીએ,
સત્ય ધર્મ વિચાર વિવેક લહીએ;

---

૨ ચૂન—ખોરાક. ૧ બાળકને હાલો ગાય છે તેના જેવું આ પદ છે. બાળકને ઉદ્દેશીને એમાં જીવને બોધ કર્યો છે. હાલો—ચાલો. જૂઠું—જૂઠું જગત્ છે તે શું કરવા જુઓછો ? ૩ અભંગી–અખંડ.

નામ મોભ દીઠો તેણે મગન થઇએ. હાલો૦ ૪
ડોલણિયું મન ડોલે તારૂં,
તેં તો કામ કંઇ નવ કર્યું સારૂં;
મૂકી દૂધ ને પીધો છે દારૂ. હાલો૦ ૫
ખોયું મનુષ્ય પદ તેં આવેલું.
તેં તો હરામ કર્યું દૂધ ધાવેલું;
ઘી ઢોળી નાખ્યું તેં તાવેલું. હાલો૦ ૬
પણછિયા દોરી તૂટી જાશે,
અલ્યા કાળ એક પળમાં ખાશે;
સાચી વાત કહી ધીરાદાસે. હાલો૦ ૭

## પદ ૧૯ મું.

વારે વારે સંતસમાગમ કીજે;
કલ્પતરૂનો આશ્રય થાતાં પરમ સુખને લીજે. ટેક. ૧
કલ્પતરૂનો આશ્રય કરતાં, મનવાંચ્છિત પમાયે;
સાધુજનની સોબત થાય તો, ભક્તિસુધારસ પાયે. વારે૦ ૨
આપત્તિ ટાળે સદ્ગુરૂ તારી, સદા સંપત્તિ આલે;
ભવનાં દુઃખ બાધ નવ કરતાં, સદા આનંદમાં મા'લે. વારે૦ ૩
ભાગ્યશાળી જન તેજ કહાવે, જેણે સાધુસંગ ન છોડ્યો;
નિર્મળ બ્રહ્મસ્વરૂપને પામે, એળે જનમ નવ ખોયો. વારે૦ ૪
ધીરે ધ્યાનમાં એજ ઉતાર્યું, સદા સાધુસંગે રહેવું;

---

૪ પારણાનું રૂપક બાંધે છેઃ સત્ય ઇ૦. નામ—હરિનામ. મોભ—(પારણાનો). ૫ ડોલણિયું— ડોયણાં. જેમ ડોયણાં ડોલે છે તેમ તારૂં મન પણ ડોલે છે. ૭ પણછિયા—નસો રૂપી. દોરી—આયુષ્ય રૂપી. ૩ ભવ—સંસાર. બાધ—પીડા.

શિયાળે શીદ શીત સહેવી;
માણ્ય સુખ સાધુજન સેવી રે.　સાધુ૦　　૧૦
ધ્યાન ધરચ સદ્ગુરુનું સાચું;
પછે નહિ રે' તારે કંઇ કાચું રે.　સાધુ૦　　૧૧
ધીરાનું ધ્યાને ધરચ વીરા;
કદી નવ થાવું અધીરા રે.　　સાધુ૦　　૧૨

### પદ ૭૭ મું.

શાંતિ શાંતિ સદા મન ધરિયે;
જેથી ભવજળ પાર ઉતરિયે રે.　　ટેક.　　૧
શાંતિ પરમ કલ્યાણ તું જાણે;
શાંતિ સુખનું કારણ પ્રમાણે રે.　શાંતિ૦　　૨
શાંતિ શાંતિ વશી જેને ઊરે;
તેનાથી નથી પ્રભુજી દૂરે રે.　　શાંતિ૦　　૩
શાંત પુરુષ તે કા'વે મહાન;
જેણે કીધું સંતોષામૃત પાન રે. શાંતિ૦　　૪
ભોગ વૈભવ લક્ષ્મી હોયે;
રાજ્યાદિકનું સુખ સોયે રે.　　શાંતિ૦　　૫
શાંતિવાળાને સહુ તુચ્છ જાણ;
સંતોષસુખ માણ્યું છે નિર્વાણ રે. શાંતિ૦　　૬
અલભ્ય વસ્તુ મેળવવા જાય;
મળે તોય હરખ નવ થાય રે.　　શાંતિ૦　　૭
નવ મળે તો શોક નવ થાતો;
શાંત પુરૂષની એવી છે વાતો રે.　શાંતિ૦　　૮
સદા મને તો મગ્નમાંહી રહેવું;
આત્મારામ રામ એવું કહેવું રે.　શાંતિ૦　　૯

સત્વ પદાર્થમાં પ્રીતિ ધરવી;
સાધુજનની સંગત કરવી રે. શાંતિ૦ ૧૦
સંત જનની વાતો છે ન્યારી;
છે મુમુક્ષુને સદા તો સુખકારી રે. શાંતિ૦ ૧૧
સદ્ગુરૂ શાંતમૂર્તિ તો અવિધારી;
ધીરદાસે તો અંતર ઉતારી રે. શાંતિ૦ ૧૨

## પદ ૨૩ મું.

સંતોષ વિના તો સુખ નવ થાયે;
સંતોષ વિના તો પ્રભુ ન પમાયે રે. ટેક. ૧
ષટ્ શત્રુ તુજ પૂઠે પળાયે;
સંતોષને વિઘ્ન કર્તા તે ગણાયે રે. સંતોષ૦ ૨
ખાઇ પીને શત્રુ પૂઠે જે ધાયે;
મન વશ કરી તે સહુને વા'યે રે. સંતોષ૦ ૩
પછે પાંચ નાગણી કોપે ભરાયે;
તે વિષ દંશ કરેછે તારી કાયે રે. સંતોષ૦ ૪
શાંતિ રૂપી અમૃત જહીં સાર;
વિખ ચઢવા ન દે તે લગાર રે. સંતોષ૦ ૫
એક ડાકણ છે મોટી જાણ;
કરે જગત સકળની તે હાણ રે. સંતોષ૦ ૬
તે પણ શાંતિ અમૃતથકી ડરતી;
આ દેહને તે દુઃખ નથી કરતી રે. સંતોષ૦ ૭

---

૧૧ મુમુક્ષુ—મોક્ષની ઇચ્છાવાળો. ૨ ષટ્ શત્રુ—કામાદિક. ૪ પાંચ નાગણી—પાંચ ઇંદ્રિયો. ૬ ડાકણ—તૃષ્ણા.

શિયાળે શીદ શીત સહેવી;
માણ્ય સુખ સાધુજન સેવી રે. સાધુ૦ ૧૦
ધ્યાન કરચ સદ્‌ગુરૂનું સાચું;
પછે નહિ રે' તારે કંઇ કાચું રે. સાધુ૦ ૧૧
ધીરાનું ધ્યાને ધરચ વીરા;
કદી નવ થાવું અધીરા રે. સાધુ૦ ૧૨

## પદ ૨૨ મું.

શાંતિ શાંતિ સદા મન ધરિયે;
જેથી ભવજળ પાર ઉતરિયે રે. ટેક. ૧
શાંતિ પરમ કલ્યાણ તું જાણે;
શાંતિ સુખનું કારણ પ્રમાણે રે. શાંતિ૦ ૨
શાંતિ શાંતિ વશી જેને ઊરે;
તેનાથી નથી પ્રભુજી દૂરે રે. શાંતિ૦ ૩
શાંત પુરૂષ તે કા'વે મહાન;
જેણે કીધું સંતોષામૃત પાન રે. શાંતિ૦ ૪
ભોગ વૈભવ લક્ષ્મી હોયે;
રાજ્યાદિકનું સુખ સોયે રે. શાંતિ૦ ૫
શાંતિવાળાને સહુ તુચ્છ જાણે;
સંતોષસુખ માણ્યું છે નિર્વાણ રે. શાંતિ૦ ૬
અલભ્ય વસ્તુ મેળવવા જાય;
મળે તોય હરખ નવ થાય રે. શાંતિ૦ ૭
નવ મળે તો શોક નવ થાતો;
શાંત પુરૂષની એવી છે વાતો રે. શાંતિ૦ ૮
સદા મને તો મગનમાંહી રહેવું;
આત્મારામ રામ એવું કહેવું રે. શાંતિ૦ ૯

સત્ય પદાર્થમાં પ્રીતિ ધરવી;
સાધુજનની સંગત કરવી રે. શાંતિ૦ ૧૦
સંત જનની વાતો છે ન્યારી;
છે મુમુક્ષુને સદા તો સુખકારી રે. શાંતિ૦ ૧૧
સદ્ગુરૂ શાંતમૂર્તિ તો અવિકારી;
ધીરદાસે તો અંતર ઉતારી રે. શાંતિ૦ ૧૨

પદ ૨૭ મું.

સંતોષ વિના તો સુખ નવ થાયે;
સંતોષ વિના તો પ્રભુ ન પમાયે રે. ટેક. ૧
ષટ્ શત્રુ તુજ પૂઠે પળાયે;
સંતોષને વિઘ્ન કર્ત્તા તે ગણાયે રે. સંતોષ૦ ૨
ખાઇ પીને શત્રુ પૂઠે જે ધાયે;
મન વશ કરી તે સહુને વાંચે રે. સંતોષ૦ ૩
પછે પાંચ નાગણી કોપે ભરાયે;
તે વિષ દંશ કરેછે તારી કાયે રે. સંતોષ૦ ૪
શાંતિ રૂપી અમૃત જહીં સાર;
વિખ ચઢવા ન દે તે લગાર રે. સંતોષ૦ ૫
એક ડાકણ છે મોટી જાણ;
કરે જગત સકળની તે હાણ રે. સંતોષ૦ ૬
તે પણ શાંતિ અમૃતથકી ડરતી;
આ દેહને તે દુઃખ નથી કરતી રે. સંતોષ૦ ૭

---

૧૧ મુમુક્ષુ—મોક્ષની ઇચ્છાવાળો. ૨ ષટ્ શત્રુ—કામાદિક. ૪ પાંચ નાગણી—પાંચ ઇંદ્રિયો. ૬ ડાકણ—તૃષ્ણા.

માટે અમે શાંતિના સેવક થાશું;
સંતોષી થઇને હરિગુણ ગાશું રે. સંતોષ૦ ૮
સુખસાગર માંહી તો સમાશું;
ગુરૂવરના ચરણ ચિત્ત ચા'શું રે. સંતોષ૦ ૯
અમો રાગદ્વેષથી અળગા જાશું;
તેણે માર જમદૂતનો નહિ ખાશું રે. સંતોષ૦ ૧૦
રાત દિન શાંતિ ઉચરશું;
એવો દ્દઢ નિશ્ચય મનથકી ધરશું રે. સંતોષ૦ ૧૧
ધીર ધણીકેરી સંગત તો કરશું;
તેણે ભવસાગરને પાર ઉતરશું રે. સંતોષ૦ ૧૨




---

૧૦ રાગદ્વેષ—પ્રીતિ અને અણગમો.

# પ્રાચીનકાવ્યમાળા.

જૂદા જૂદા કવિઓના રચેલા પસંદ કરી પ્રકટ કરેલા સટીક ગ્રંથો—ડેમી સાઠ રતલી ગ્લેઝ કાગળો ઉપર સુંદર છાપથી છાપેલા તથા એમ્બોસ કરેલાં સોનાના ગિલ્ટવાળાં પૂઠાંથી બાંધેલા છે. ( કાચાં પૂઠાંવાળા દરેકની કીમત ચાર આના ઓછી લેવામાં આવે છે.

| | કીમતગીલ્ટેડની. | પોસ્ટેજ |
|---|---|---|
| × **દ્રૌપદીહરણ**—મહાકવિ પ્રેમાનંદકૃત વીરરસ છંદોબદ્ધ મહાકાવ્ય. | રૂ ૧-૪-૦ | ૦-૩-૦ |
| × **રસિકવલ્લભાદિ**—ડભોઇના દયારામભાઇકૃત વૈષ્ણવમતપોષક કવિતા. | રૂ ૧-૦-૦ | ૦-૨-૬ |
| × **રાજસૂયયજ્ઞ**—વડોદરાના કવિ ગિરિધરદાસ કૃત. | રૂ ૧-૦-૦ | ૦-૨-૬ |
| * **દુઃશાસનરૂધિરપાનાખ્યાન**—મહાકવિપ્રેમાનંદસુત વલ્લભકૃત વીરરસ છંદોબદ્ધ કાવ્ય. | રૂ ૧-૦-૦ | ૦-૨-૬ |
| * **ભોજાભક્તની વાણી**—કાઠિયાવાડના કવિ ભોજાની જ્ઞાનભક્તિની કવિતા. | રૂ ૧-૦-૦ | ૦-૨-૬ |
| * **દીવાળીબાઇ તથા રાધાબાઇકૃત કવિતા**—રામજન્મની ગરબીઓ વગેરે સ્ત્રીઓની સાદી ભાષાની કવિતા છે. | રૂ ૦-૧૨-૦ | ૦-૨-૬ |
| * **બાપુસાહેબગાયકવાડકૃત કવિતા**—જ્ઞાન વૈરાગ્ય આદિનાં ઉત્તમ પદો છે. | રૂ ૧-૦-૦ | ૦-૨-૬ |
| * **કામાવતીની કથા વગેરે**—પ્રેમાનંદશિષ્ય વીરજીકવિકૃત સરસ વાર્તા. | રૂ ૧-૦-૦ | ૦-૨-૬ |
| **હરિદાસ તથા દ્વારકાદાસકૃત કવિતા**—છૂટક. | રૂ ૧-૦-૦ | ૦-૨-૬ |
| **નિરાંતભક્તકૃત કવિતા**—બ્રહ્મજ્ઞાન વિષે સાદી ભાષામાં ઉત્તમ ઉપદેશ. | રૂ ૧-૦-૦ | ૦-૨-૬ |
| **ભાલણાદિકવિકૃત કવિતા**—ભાલણ, નાકર, મુકુંદ, દયારામ ને ગિરિધર એ કવિઓના જૂદા જૂદા ગ્રંથો દાખલ કરેલા છે. | રૂ ૧-૮-૦ | ૦-૪-૦ |
| **અષ્ટાવક્રાખ્યાન**—મહાકવિ પ્રેમાનંદકૃત છંદોબદ્ધ | | |

માટે અમે શાંતિના સેવક થાશું;
સંતોષી થઇને હરિગુણ ગાશું રે. સંતોષ૦ ૮
સુખસાગર માંહી તો સમાશું;
ગુરૂવરના ચરણ ચિત્ત ચા'શું રે. સંતોષ૦ ૯
અમો રાગદ્વેષથી અળગા જાશું;
તેણે માર જમદૂતનો નહિ ખાશું રે. સંતોષ૦ ૧૦
રાત દિન શાંતિ ઉચ્ચરશું;
એવો દ્દઢ નિશ્ચય મનથકી ધરશું રે. સંતોષ૦ ૧૧
ધીર ધણીકેરી સંગત તો કરશું;
તેણે ભવસાગરને પાર ઉતરશું રે. સંતોષ૦ ૧૨




૧૦ રાગદ્વેષ—પ્રીતિ અને અણગમો.

# પ્રાચીનકાવ્યમાળા.

જૂદા જૂદા કવિઓના રચેલા પસંદ કરી પ્રકટ કરેલા સટીક ગ્રંથો—ડેમી સાઠ રતલી ગ્લેઝ કાગળો ઉપર સુંદર છાપથી છાપેલા તથા એમ્બોસ કરેલાં સોનાના ગિલ્ટવાળાં પૂઠાંથી બાંધેલા છે. ( કાચાં પૂઠાંવાળા દરેકની કીમત ચાર આના ઓછી લેવામાં આવે છે.

| | કીમતગીલ્ટેડની. | પોસ્ટેજ |
|---|---|---|
| × **દ્રૌપદીહરણ**—મહાકવિ પ્રેમાનંદકૃત વીરરસ છંદોબદ્ધ મહાકાવ્ય. | રૂ ૧–૪–૦ | ૦–૩–૦ |
| × **રસિકવલ્લભાદિ**—ડભોઇના દયારામભાઇકૃત વૈષ્ણવમતપોષક કવિતા. | રૂ ૧–૦–૦ | ૦–૨–૬ |
| × **રાજસૂયયજ્ઞ**—વડોદરાના કવિ ગિરિધરદાસ કૃત. | રૂ ૧–૦–૦ | ૦–૨–૬ |
| * **દુઃશાસનરૂધિરપાનાખ્યાન**—મહાકવિપ્રેમાનંદસુત વલ્લભકૃત વીરરસ છંદોબદ્ધ કાવ્ય. | રૂ ૧–૦–૦ | ૦–૨–૬ |
| * **ભોજાભક્તની વાણી**—કાઠિયાવાડના કવિ ભોજાની જ્ઞાનભક્તિની કવિતા. | રૂ ૧–૦–૦ | ૦–૨–૬ |
| * **દીવાળીબાઇ તથા રાધાબાઇકૃત કવિતા**—રામજન્મની ગરબીઓ વગેરે સ્ત્રીઓની સાદી ભાષાની કવિતા છે. | રૂ ૦–૧૨–૦ | ૦–૨–૬ |
| * **બાપુસાહેબગાયકવાડકૃત કવિતા**—જ્ઞાન વૈરાગ્ય આદિનાં ઉત્તમ પદો છે. | રૂ ૧–૦–૦ | ૦–૨–૬ |
| * **કામાવતીની કથા વગેરે**—પ્રેમાનંદશિષ્ય વીરજી-કવિકૃત સરસ વાર્તા. | રૂ ૧–૦–૦ | ૦–૨–૬ |
| **હરિદાસ તથા દ્વારકાદાસકૃત કવિતા**—છૂટક. | રૂ ૧–૦–૦ | ૦–૨–૬ |
| **નિરાંતભક્તકૃત કવિતા**—બ્રહ્મજ્ઞાન વિષે સાદી ભાષામાં ઉત્તમ ઉપદેશ. | રૂ ૧–૦–૦ | ૦–૨–૬ |
| **ભાલણાદિકવિકૃત કવિતા**—ભાલણ, નાકર, મુકુંદ, દયારામ ને ગિરિધર એ કવિઓના જૂદા જૂદા ગ્રંથો દાખલ કરેલા છે. | રૂ ૧–૮–૦ | ૦–૪–૦ |
| **અષ્ટાવક્રાખ્યાન**—મહાકવિ પ્રેમાનંદકૃત છંદોબદ્ધ | | |

